# કેદી

બાદરાયણ

આપજે તારા અન્તરનો એક તાર,
બીજું હું કાંઈ ન માગું.

પ્રકાશક
ધી જનરલ બુક ડીપો
બુકસેલર્સ અને પબ્લીશર્સ મુંબાઈ ૨.

# કિંચિત્

આ સંગ્રહમાંનાં ક્યાં કાવ્યો ક્યારે રચાયાં એની વિગતો મારી પાસે નથી; એટલે એ બધી માહિતી આ સંગ્રહમાં નહિ મળે. અને એવી સ્થૂલ માહિતીની જરૂર પણ **શી** છે?

આઠ દશ વર્ષ પહેલાં એક કાવ્ય 'પ્રસ્થાન'માં મોકલ્યું હતું. મુ. રામનારાયણભાઈએ તે પ્રગટ કરી જે પ્રોત્સાહન કાવ્યસર્જનમાં મને આપ્યું તે મારે માટે એક ચિરંજીવ સ્મરણ બની ગયું છે. તે પછી પણ મોટે ભાગે મારાં કાવ્યો 'પ્રસ્થાન'માં જ પ્રગટ થયાં છે. ક્વચિત્ કૌમુદીએ એમાં ભાગ પડાવ્યો છે ખરો. બાદરાયણ એટલે નીચે સહી કરનાર હું એ તો હવે જાણીતી વાત જણાવવા જેવું છે. જો કે મુ. રામનારાયણભાઈએ લખેલું કે કેટલાક મિત્રો બાદરાયણ એટલે જે નામમાંથી કાંઈક બાદ કરતાં રાયણ બાકી રહે તે એટલે કે રામનારાયણ એવો અર્થ કરે છે. અને તેથી રમૂજમાં મારાં કાવ્યો એમને નામે ન ચડી જાય તે માટે સાવધ રહેવા પણ એમણે સૂચન કરેલું. આ પ્રમાણે મુ. રામનારાયણભાઈએ અનેકવાર બતાવેલા મમત્વ માટે હું એમનો ઋણી છું. એ ઉપરાંત પ્રસ્થાન, કૌમુદી, ગુજરાત, નવચેતન, માનસી, માધુરી વગેરે પત્રોનો અને અન્ય ખાસ અંકોનો પણ તેમણે કાવ્યોને આપેલી પ્રસિદ્ધિ માટે હું આભારી છું; અને અહીં એ બધાં કવ્યોનો પુસ્તક રૂપે ઉદ્ધાર કરતાં આ ઉલ્લેખ આવશ્યક છે.

આ સંગ્રહમાંનાં કાવ્યો વિશે મારે ભાગ્યે જ કાંઈ કહેવાનું હોય. અને વળી આજે તો આપણે ત્યાં જે કાવ્યસર્જન થાય છે તે જોતાં किं काव्यं किमकाव्यम् એનો નિર્ણય કરવામાં સમર્થ વિવેચકો પણ મૂંઝવણમાં પડે એવું છે. અનેક મતમતાંતરો પણ એક જ કાવ્યનું જુદું જુદું મૂલ્યાંકન કરે તેવી સ્થિતી પ્રવર્તમાન છે. આવી પરિસ્થિતિમાં કવિને તો ભાગ્યે જ કાંઇ કહેવાનો અવકાશ રહે છે.

મારા મિત્રો ભાઈ સુંદરજી બેટાઈ અને અમીદાસ કાણકિયા મારી કાવ્યપ્રવૃત્તિને જે મમત્વથી જોતા આવ્યા છે તે મમત્વ માટે તેમનો આભાર નહિ માનું. કૉલેજ-માંથી જ સ્વ. નરસિંહરાવભાઈની છત્રછાયામાં જન્મેલો એ સંબન્ધ આજે પ્રતિદિન ગાઢ બનતો જાય છે એટલો સંતોષ જ વ્યક્ત કરું છું. ભાઈ અમીદાસે આ કાવ્યોનું ટિપ્પણ લખ્યું છે એ હકીકત જ અત્રે નોંધું છું. એમ તો મેં પણ એમનાં કાવ્યોનું ટિપ્પણ લખ્યું જ છે ને.

આજકાલ કરતાં આ સંગ્રહને પ્રગટ કરવામાં પણ વરસ નીકળી ગયું. આ તૈયાર કરવામાં પ્રકાશકોએ જે જહેમત ઉઠાવી છે તે માટે તેમનો અહીં આભાર માનું છું અને જે મિત્રો આ સંગ્રહ વિશે મમત્વથી પૂછતા રહ્યા છે તેમને બહુ રાહ જોવડાવવા માટે તેમની ક્ષમા યાચી લઉં છું.

સંવત ૧૯૯૭
વસંત પંચમી
તા. ૧-૨-૪૧

# અનુક્રમ

# કેડી



બાદરાયણ

આંખની આગળ વિશ્વના મારગ
કેવી રચે મહાજાળ !
ચાલવા પંથ કો પાય ન ઉપડે ,
સૂઝે ન પહોંચવું પાર;
મને કોઈ બોલાવે.

And give me things that cant be bought and sold.

*Jesse Stuart*

# કવિને

હૈયે તારે ઝગે દીવડો એનાં તેજ ભલે જગ રાજે,
અમારો મારગે ભોમિયો થાજે.

આંખ અમારી ભરેલ અંધારથી સાચી દિશા નવ ભાળે,
તેજના અંજન આંજતો જાજે.

દીન ને પીડિત રક્તચુસાયેલ માનવી મોતને બાઝે,
એને અમર ચેતના પાજે.

જોતાં અચેતન જીરણુ તેહના હાથ દોડી તું સ્હાજે,
એની ટેકણુલાકડી થાજે.

દુઃખદારિદ્રયનાં ઘારણુ ભેદતો તું તારી બંસરી વાજે,
કાળની આગળ આગળ ધાજે.

બોલે પ્રજાના પ્રાણુ, અભિનવ બોલ તેના સહુ સ્હાજે,
એને ઉર ઘૂંટી ઘૂંટી ગાજે.

પૃથ્વીથી ઊડતો તારલાચન્દ્રને આંગણે કોક દી જાજે,
જગનો થાકયો વીસામો ખાજે.

આકાશ સાગર અદ્રિના અંકમાં જ્યાં જવું હોય ત્યાં જાજે,
ગીત તો માનવબાલનાં ગાજે.

લોભ મ રાખતો, થોભ મ રાખતો, નીત નવું નવું ગાજે,
તારાં અંતર ઠાલવી જાજે.

# મને કોઈ બોલાવે

આવે દૂર દૂરેથી સાદ
મને કોઈ બોલાવે.
પડે પડઘા અન્તરને દ્વાર
મને કોઈ બોલાવે.

શાને બોલાવે, શા શબ્દ ઉચ્ચારે,
ના સમજું હું લગાર;
અન્તરના તોય આગળા ઊઘડે,
ઊંડી ધસે સ્વરધાર—
મને કોઈ બોલાવે........આવે

આંખની આગળ વિશ્વના મારગ
કેવી રચે મહાજાળ !
ચાલવા પન્થ કે પાય ન ઊપડે
સૂઝે ન પ્હોંચવું પાર—
મને કોણ બોલાવે ?........આવે

સુખદુઃખકેરી સાંકળે બાંધ્યાં
અગણિત માનવબાલ,
હર્ષ ને શોકનાં ગીતડાં એનાં
સાંભળતાં પળવાર—
મને કોણ છોડાવે ?........આવે

# વાદળીને

જલભર વાદળી ઓ અલી આવ
મારાં ફૂલડાં આ કરમાય.
તારાં જલના કણુ વરસાવ
મારાં ફૂલડાં ના કરમાય.

સૂકાયાં જલ સરવરકેરાં
કૂપ ઊતર્યા ઊંડા;
ભોમ ધખે ને દાહ વધે, ને
જીવનરસ ચૂસાય........જલભર

અન્ય સ્થલે તું વિતરજે તારી
સમૃદ્ધિ, સર્વ ન માગું;
ચેતન અર્પે મુજ કુસુમોને
એટલું જલ હું યાચું........જલભર

તું ઊભી ત્યાં ગગનગોખમાં
વ્યર્થ દીન પોકારું;
તું ઊભે મુજ વિલાય કુસુમો
એ જ દુ:ખ ઉર ધારું........જલભર

દૃષ્ટિદોર તુજને અનુસરતો
જાણું આણુશે આંહીં;
દોર તુટે અંધાર વરસતો
જલકણુ એક ન ક્યાંહીં.
જલભર વાદળી ઓ અલી આવ
મારાં ફૂલડાં જો કરમાય.

# સાહિત્યસ્રષ્ટાને

: પૃથ્વી :

અપૂર્ણ અણુતૂઠ આશ જનઅન્તરે કેટલી
સમુદ્રતલગૂઢમૌક્તિકસમૂહશી છે પડી?
જઈ ઉદધિને ઊંડાણુ
પ્રકાશમહીં સર્વ આણ અમુલાં નવાં રત્ન એ.

અનેક નવ–દ્વાર માનવ ઉરોતણાં ઊઘડે,
પ્રવેશ ત્યહીં ને નિહાળ નવયુદ્ધ શાં ચાલતાં;
વિચારબલ, નીતિધર્મ, નવપંથ, સૂત્રો–નવાં
અનેક પ્રગટે અને સ્મરણશેષ જૂનાં બને.

વસ્યાં ઋષિકુલો તપોધનસમૃદ્ધ, પૃથ્વીપતિ
ન ધર્મપથ ભૂલતા અચલ નીતિ–ત્યાગે ભર્યા,
અવર્ણ્ય કંઈ ધર્મયુદ્ધ, ઉરભક્તિ, શ્રદ્ધા મહા;
ભલે પરમ ભૂતકાલ સ્મૃતિગોદમાં એ સૂતો.

પ્રબુધ્ધ જગ વર્તમાનતણી ભવ્ય આ મૂર્તિ જો!
ચઢેલ રજ ભૂતકાલતણી ખેરવીને ઊઠે;
ભરેલ નવજોમ અંગ, નવભાવનાઓ મહા,
અનેક અભિલાષ ઊર્ધ્વ જઈ મ્હાલવા, સંસ્કૃતિ
નવીન રચવા, નવીન ઈતિહાસ આલેખવા
પ્રવૃત્ત ધસતો અમાપ બલ વેગ ને સ્ફુર્તિથી.

નિહાળ, કર દૂર દૃષ્ટિ ત્યહીં રમ્ય ચિત્રાવલી
અનન્ત રમતી દિસે અતલ ભાવિના ગર્ભમાં;
અનેક નવજ્ઞાનસત્ર ઊઘડે, જનો વિશ્વના
રમે જનનિઅંક, એ પુનિતજ્ઞાનના પોષણે
પ્રફુલ્લ, 'જય ભારતી' ગજવતા દિશા ઉચ્ચરે.

સમુજ્જવલ પ્રભાભર્યું જગત સર્વ ઉદ્બોધતું
મહાન નવ હિન્દ વિશ્વજનસંઘ વચ્ચે ખડું.

# સાગરને

:ભગ્ન હરિગીત:

મુજ ઊર્મિને તારા તરંગો સાથમાં
સંવાદમાં નર્તન કરાવા હોંસથી
હું આવિયો, તું મસ્ત સાગર ગાન તારું ગુંજતો;
મુજ વાત સાંભળવા ન પળભર થોભતો.

કૈં કૈં સરિતજીવન શમાવી ઉદરમાં,
શેં રાચતો આવા સમૃદ્ધિપ્રમાદમાં?
છે ના અગર પરવાહ કૈં જો વાત સુણવા વિશ્વની
કાં નોતરે તું તરંગનર્તનગર્જને અમને અહીં?

સંતપ્ત ઉરને તૃપ્ત કરતાં રાચવું,
ગૌરવ તજી ઉરને ન ક્ષુદ્ર બનાવવું;
તું છે સમૃદ્ધ, હું દીન; છો, ઉપહાસ તો યે ના ઘટે,
મુજ દીનતા તારી સમૃદ્ધિ થકી અધિક વ્હાલી મને.

# પૂછો સાગરને

પૂછો સાગરને હૈયે તરંગ
કેટલા અદીઠા ઊઠે;
પૂછો ઉદધિતણા ઉરમાં તરંગ
કેટલા અદીઠા શમે.

ડૂબે છે સૂર્ય ત્યાં ને ચન્દ્રમા છૂપાય ત્યાં
તારકો અસંખ્ય ત્યાં લસન્ત;
વાદળીનાં વૃન્દ કદી રાસરંગ ખેલતાં
નૃત્યતાલ આપતાં તરંગ.......હો પૂછો

ભેદી જલનાં ઊંડાણ, આભ માંહીં ઊતરે
સાગરતલમાં શમે અખંડ;
જામે ઉરઉરતણી અબોલ ગૂઢ ગોઠડી,
ભેટતાં અનન્ત ને અનન્ત....હો પૂછો.

તિમિરતેજ વિશ્વભર્યાં આવે ત્યાં ઊતરી
યુદ્ધ નિત્ય જામતાં પ્રચંડ;
યુગયુગનાં મન્થનની જ્વાળા સહુ ઝીલતાં
હર્ષશોકમાં રમે તરંગ....હો પૂછો.

# કલમને

ઃ પૃથ્વી ઃ

ત્હને કલમ કેટલી વિનવણી ! છતાં તાહરે
ઉરે ન સમભાવ જાગ્રત થયેલ મેં સાંભળ્યો.

મહાન નર નર્મદે તુજ ઉરે ઢળી ભોગવ્યું
કહે શું સુખ ? તેં તજ્યો, ઉર રડેલ આક્રન્દના
હજી સ્વર શમ્યા નહીં; તદપિ આજ મારે ઉરે
અદૃષ્ટ ઝરણું વહે તુજ પ્રતિ, ન તરછોડવા
તને જીગર ચાહતું; પણ હું તો ન બેફામ થૈ
લટીશ તુજ ગોદમાં વીસરી આત્મને ને તને.

મને સ્મરણ શું ન તેં કંઈક વેળ મૂગી રહી
લખ્યો શબ્દ એક ના; કંઈક વાર તો મશ્કરી
કરી મુજ વિચિત્ર કૈં લખી, લખાવ્યું મેં કૈંક જ્યાં ?

તને વિવિધવર્ણના રસ થકી સદા પોષતાં
હતો ઉર ભરેલ જે અજબ નેહ તે દાખવ્યો.

તને સ્મરણમાં ન વા સકલ એ ક્ષણો આપણી ?
અને નવ તને કરી વશ શકયો પછી અવગણી.
ભલે, નવ પરંતુ તું ઉર થકી છૂટે, હું થઈ
રહીશ વશ તાહરે, વિહરવું જગે સાથમાં;
ભલે સહચરી ન તું, હું સહચાર સાધીશ તો.

# વીજળી

ઝબકી ઝબકીને જરી વિશ્વને ઉજાળતી
વીજળી વ્યોમમાં છુપાઇ જાય કયાં ?
સાગરનાં નીરના તરંગને પરોવતી
વીજળી વ્યોમમાં છુપાઇ જાય કયાં ?

કાળા ઘનઘોર દુર્ગ નયને ભેદાય ના
આવે ને જાય તો ય માર્ગ કો જણાય ના
જગનું અંધારપૂર ભયથી ભરી ભરી
વીજળી વ્યોમમાં છુપાઈ જાય કયાં ?
........ઝબકી

તેજના કટાક્ષ તીક્ષ્ણ હૈયે સ્હેવાય ના
તેજ હોલવાતાં અંધારે રહેવાય ના
આવી આવીને દૂર જઇને સતાવતી
વીજળી વ્યોમમાં છુપાઇ જાય કયાં ?

ઝબકી ઝબકીને જરી વિશ્વને ઉજાળતી
વીજળી વ્યોમમાં છુપાઈ જાય કયાં ?
ઝબકી ઝબકીને જરી જીવન ઉજાળતી
વીજળી વ્યોમમાં છુપાઇ જાય કયાં ?

# ઉરે જ વસજે

: પૃથ્વી :

તને હૃદય-આંગણે નિરખી દૂરથી આવતી
અસાવધ રહ્યો હું, ના હૃદયદ્વાર બન્ધ કર્યાં,
પ્રવેશ કયમ તેં કર્યો, કઇ દિશેથી આવી, મળ્યો
ક્યહીંથી અધિકાર–પ્રશ્ન નવ એક પૂછી શકયો;
અશબ્દ ઉરમાં પ્રવેશ તુજ હું નિહાળી રહ્યો.

કરી નજર ખંડ ખંડ સહુ ભોમ ઘૂમી વળી,
નિહાળ્યું ધન સર્વ જે જતન મેં કરી સંઘર્યું;
અમોઘ તુજ દૃષ્ટિને નવ અદૃષ્ટ કૈં યે રહ્યું.
સમૃદ્ધિ મુજ રંકની સકલ તેં હરી, દીનને
કર્યો અધિક દીન; શું મુજ કને તને સાંપડયું ?

વસેલ ઉર ભાવ જે સતત પોષિયા, આજ તે
થયા તુજ અને મને અવગણે; અને સંચમાં
અમૂલ્ય ગણી સાચવ્યાં સકલ ગીત તે યે હર્યાં;
જમાવ્યું નવભોમમાં અજબ તંત્ર-સામ્રાજ્ય તેં.

ભલે મુજ દરિદ્રનું સકલ તેં હર્યું, દીનતા
ભલે મુજ વિશેષ, ભોમ નિજમાં પરાધીનતા
ભલે અનુભવું, ભલે હૃદય ગાનહીણું થયું;
ઉરે જ વસજે સદાય, નવ અન્ય કૈં ઇચ્છવું.

# ગીતવિરામ

: મિશ્રોપજાતિ :

ન હાથમાં ચેતન આજ ઉદ્‌ભવે
ને લેખની થંભતી અક્ષરો લખે,
હૈયે મહા કો જડતા પ્રવેશતી
ને દેહના સૌ અણુ આવરી રહી.

: પૃથ્વી :

વિરામ ઉર, ના હવે કવિતગાન ગાવાં કદી;
અમૂઝણ ભરી, દબાણ અધિકું ઉરે સેવવું.
ન કોઈ સુણનાર ગીત, તુજ શબ્દની ના તમા
ધરે અગર કોઈ, છો ઉર અખંડ જ્વાલા જલે.

: મિશ્રવસંત :

એ જ્વાલને યે જડતા બુઝાવશે
ને ચેતના–અંશ વિલુપ્ત થાશે.
અચેત જે શાન્તિ અગમ્ય વ્યાપશે,
તેમાં જ જીવનનિમજ્જન ધન્ય માનજે.

: મિશ્ર–સ્રગ્ધરા :

જેને સમર્પ્યાં તુજ ગીત તે ઉરે
પ્રચંડ દાવાનળ જે ભભૂકતો
તે ઠારવા વા લગીરેક શામવા
જો ના છે પ્રાણ, ગીતો સકલ વિરમતાં છો મહાશૂન્યમાંહીં.

# ઉરપ્રવૃત્તિ

: ભગ્ન તોટક : [૧]

મુજ જીવનતન્ત્રીતણા સહુ તાર
કદી સ્વરમેળ ધરે, બસુરા
કદી કાં? નવ એ પૂછશો.

મુજ એક જ વાદ્ય અનેક ત્યહીં
સ્વર કોમળ મધ્યમ તીવ્ર વસે;
સહુ વાદકના ઉરભાવતણાં
પ્રતિબિમ્બ ગ્રહી જડતાર સચેત
બની કંઈ ગાન કરે.

: પ્ર-વસન્ત :

એ ગાન-સ્રોતતણું મૂળ કયહીં, અને વહે
માર્ગે કિયે, ક્યમ ન તે કંઈ વાદ્ય જાણતું.
યાત્રી અનેક લઈ વાદ્ય ઉરે ભરેલ જે
ગીતો કવચિત્ સકલ તન્તુમહીં ઉતારતા.

: અનુષ્ટુપ :

આવતા યાત્રીઓ જાતા, ગાન ઉદ્ભવતાં, શમે;
મૂક વાદ્ય બને, તન્તુ સૌ નિશ્ચેષ્ટ પડ્યા રહે.

: દ્રુતવિલંબિત : [૨]

ગગન સ્વચ્છ કદી તપતો રવિ,
પૃથિવી ધાર પ્રકાશતણી ઝીલે;
કદિક શ્યામળ વાદળછાંયથી
જગત શોકનિમગ્ન બન્યું દીસે.

વિવિધ માનવભાવ વસ્યા ઉરે
ઘડીઘડી ફરતા ઘનછાય શા;
કદિક કો સ્થિર ત્યાંહીં ઠરેલ હો,
તદપિ તે ચિર ના જ ટકી શકે.

: અનુષ્ટુપ :

આવે ને જાય એ અભ્રો કયાં? એને નવ પૂછશો.
પ્રવાહે કાળના વ્હેતા પરિવર્તન શાં નવાં!

# વિષમતા

: પૃથ્વી :

કહું કયમ પ્રસન્ન ચિત્ત મુજ ખિન્ન આજે થયું ?
કહું શરદઆભમાં કયહીંથી શ્યામઅભ્રો ઊઠ્યાં ?
કહું સજલ નેત્ર કેમ, મુખ મ્લાન, આ ભાર શો ?
કહું મમ પુરાણુ ? ના; કયમ કહું ? ઉરે છો રહ્યું:
વળી સકલ ભાવ વ્યકત કરવા ન શબ્દો મળે,
ન વા ઉર ચહે, તદા નવ વિશેષ પૃચ્છા ઘટે.

અનેક ગત જન્મનાં સ્મરણુ સુપ્ત જાગે, અને
ભરે હૃદય ક્ષોભથી, જગતબન્ધનો ત્યાં દમે.
અહો! કયહીં જવું હતું, કયહીં હું કેમ આવી ચઢયો ?
ન માર્ગ મુજ આ, ન ઇષ્ટ સ્થળ આ, શું ભૂલો પડયો ?
અહિં પરિચિતે ન કો, નવ મને ય કો ઓળખે;
પછી હૃદય સ્નેહ–હર્ષ સહુ ભાવ કયાંથી વસે ?

વળી દિશ અનેકમાં વિવિધભાવ ખેંચી રહ્યા;
રુચે નવ રુચે, પ્રવાહબલપૂર શેં રોકવું ?
અદૃષ્ટ રહી તત્ત્વ કૈં, કંઈક દૃષ્ટિ સામે ખડાં
ગ્રહે જીવનસૂત્ર, કેમ તરછોડવું ? કયાં જવું ?
કુટુમ્બ, જગ, મિત્ર, ભિન્નપ્રકૃતિ જનો તોષવા;
અરે વિકટ કાર્ય એ
હતાશ ઉરને કરે, ફફડતું સદા રાખતું.

મનોહર દીસે સરો નિકટ હર્ષ–ઉલ્લાસનાં,
અભેદ તહીં દુર્ગ, ભૂમિ નવ પાય ટેકાવવા.
અને દુખદ ગાઢશોકતિમિરે ભર્યાં ક્ષેત્રમાં
જવું નવ રુચે પરન્તુ નવ માર્ગ બીજો તહીં.
અનેક વળી કંટકો પથમહીં પડ્યા તે સહુ
છુપાઈ પગલું પડયે સરપદંશ શા ડંખતા;
વહે રુધિર, વેદના ઉર ભરી, પડે ચાલવું.

અનેક ઉરવેલનાં કુસુમ અર્ધખીલ્યાં રહે,
પ્રકાશ ન મળે, મળે ન રસસિંચને શેં જીવે?
પ્રપુલ્લ કદી કો બને સુખદ ગન્ધ વિસ્તારવા
પ્રવાત, જલધોધ, ઉષ્ણ જગતાપ તેને દમે.

કહો કયમ સદૈવ ચિત્ત અહીં હર્ષમાં રાખવું?
કહો જલદધોધ કેમ ધસતા સહુ ખાળવા?
ભરાય જલ નેત્રમાં, મુખ છવાઇ રૂહે દીનતા;
સમુદ્રજલ ઊછળે સ્થિર રહે પછી નાવ શેં?

# વસન્તને

તારે સ્પર્શે જીવન જાગે,
જીવન જાગે.

કાલખંજરી નૂતન વાગે,
ઉરસૂતા ધબકારા જાગે.
રોમ રોમમાં ચેતન જાગે,
જીવન જાગે;
જીવન જાગે........તારે

મૃદુલ કરાંગુલિસ્પર્શવિલાસે,
નવનવીનરસભરિત પરાગે,
વિશ્વસકલ આ અભિનવ હાસે;
જીવન જાગે,
જીવન જાગે........તારે

# પ્રાણસંચાર

: પૃથ્વી :

અચેતન બધાં ય વૃક્ષ રડતાં, લતા શુષ્ક થૈ,
પડયાં કુસુમ પ્રાણહીન, ધરણી બની રુક્ષ આ.
હતો અહીં શું બાગ ? પક્ષિગણ કોદિ કલ્લોલતાં ?
વિમાસતું સદૈવ ચિત્ત, રડી નેત્ર સૂકાં થયાં.

: મિશ્રોપજાતિ :

દેવી ત્હમે ત્યાં મુજ ભોમ ઊતર્યાં,
પૃથ્વી તજી દે ઉરની કઠોરતા,
વહે સમીરો જલગર્ભ, વૃક્ષનાં
પત્રો હસી પ્રેમળ હાસ્ય વેરતાં.

: અનુષ્ટુપ્ :

રમતી વાદળીઓનાં વૃન્દ સંચરતાં દીસે
રેલતાં રસની ધારા, ઉદ્યાને આજ તો હસે.

: ઇન્દ્ર-વસંત :

સંજીવની સાથ તમે શું આણી,
કે ચેતનામન્ત્ર શું ગૂઢ ફૂંકયો ?
આ પ્રાણ, આ નવલચેતન વિશ્વ વ્યાપે,
તેમાં જ જીવનનિમજ્જન મારું યાચું.

# મૂક કવિને

: શાર્દૂલ :

જેવી કો વાદળોના ઢગ પર લસતી તેજરેખા અનેરી,
તેવાં તારે લલાટે દ્યુતિકર વિલસે કલ્પનારંગપૂર્યાં;
તારા નિઃશ્વાસમાંહે કવિતઝરણુ કૈં ગૂઢ વ્હેતાં વિલોકું,
આશ્ચર્યે, સૌમ્યભાવે, સ્મિતમધુર મુખે કાવ્યરેખા તરન્તી.

: અનુષ્ટુપ્ :

ઊગે ને આથમે જેવો વર્ષાને ગગને રવિ,
અદીઠો દુર્ગમાં ડૂબ્યો, તેજધારા ન વર્ષતો,
તેમ સૌ ભાવ તારા કાં અશબ્દ શમતા સખે ?

: દ્રુતવિલંબિત :

જગતને સુણવા અધિકાર ના ?
અગર બન્ધ પડ્યા ઉર કારમા ?
તુજ ઉરે નિત મન્થન ચાલતાં,
કયમ અમે સુણતાં રવ કાંઈ ના ?

: શાર્દૂલ–સ્રગ્ :

જો આ માનવ મુગ્ધ ભાવ નિરખી ત્હારે મુખે જે રમે,
ઊભાં ચિત્તવિલોલ, કૌતુકભર્યાં નેત્રે નિહાળે તને.
વ્હેતાં નીર પ્રચંડપૂર અટકે શું દુર્ગથી ? ક્યાં સુધી ?
હૈયે ઊંડે વહન્તાં ઉછળી અટકશે ભાવનાં પૂર એવાં ?

## દુનિયા દવે બળે હો

દુનિયા દવે બળે હો
　　એના દાવાનળ કો ઠારો
ધરતી ધખે ધખે હો
　　એને પાણીડાં કો સીંચો........દુનિયા

એને અંતર આગ સળગતી
　　પ્રચંડ ભડકા એના;
યુગ યુગ કેરાં વાદળ વરસ્યાં
　　તો ય ન એ હોલાણા........દુનિયા

જલઝરણાં તો અનેક વ્હેતાં
　　રુધિરઝરણ પણ વ્હાવ્યાં;
પાયા પાયા સતત સ્રોત એ
　　તો ય ન તર્પણ લાધ્યાં........દુનિયા

કૈં માનવ કૈં અન્ય પ્રાણીનાં,
　　એણે ભક્ષણ કીધાં,
વિશ્વભૂખ્યા એ મહાકાળનાં
　　ઉદર ન તો ય ભરાણાં........દુનિયા

દૂર દૂરથી ચન્દ્રતારકો
　　પ્રકાશ શીતળ સીંચે,
પટપર શાન્તિ વળી ન વળી ત્યાં
　　અંતરદાહ ભભૂકે..............દુનિયા

સ્પર્શનેત્રનાં સુધાવર્ષણે
　　ભીતરને ભીંજવતા
અમૃતઘનો અવતરી ગયા, એ
　　સિંચન આજ સુકાયાં........દુનિયા

# એકાકિની

: અનુષ્ટુપ્ :

એકલી શૂન્યમાં જોતી કોણુ આ પૃથિવીપટે
ઊભેલી વિશ્વને ભૂલી આત્મમાં ચિત્ત પોરવી!

: મિશ્ર વસન્ત :

શું વિશ્વના કૈંક પ્રહાર સ્હેતાં
એ કોમળું ઉર બન્યું જડ–ભાવહીણું ?
કે વિપ્રયોગે કંઈ તત્ત્વકેરા
ભાવો શમ્યા અતલ ગૂઢ ઊંડાણુમાંહીં ?

: મિશ્ર :

વહે વહે કાળ ઘડી ન થંભતો,
પ્રવાહમાં માનવ કૈંક લૈ જતો
કાં ? પ્રશ્નનો ઉત્તર એ શું શોધતી,
પ્રવાહવેગે તટ નીકળી પડી ?

ચિત્રાવલી શૂન્યપટે નિહાળતી,
તદ્રૂપ કે ચિન્તનમાં બની રહી?
લલાટમાં કૈં સ્મૃતિભાવ કેરાં
ચિહ્નો પડે તે મથતી ઉકેલવા ?

અગમ્ય કો ગુંજન એ ઉરે વસે,
કાં ગાનરૂપે નવ બ્હાર આવતું ?
ઊઠે શમે કૈંક તરંગ તેના
ધ્વનિ લગીરે કયમ ના સુણાવતું ?

સંચાર આશાકિરણો તણો થતાં
અસ્વસ્થતા દૂર જરી ધકેલતી;
ને દૂર તો યે અવલમ્બનો એ
પ્રત્યક્ષવત્ પેખતી નેત્ર મીંચતાં.

# હૃદયસાધના

: અનુષ્ટુપ્ :

એકલી સ્નિગ્ધનેત્રા આ ઊભેલી વિશ્વઆંગણે
દિશાના દ્વારને ભેદે નેત્રનાં કિરણો વડે.

: ઇન્દ્રવંશા :

આજે વહે ભાવ–પ્રવાહ નિર્મળા
ને નેત્રમાં તેજ અપૂર્વ શોભતાં;
હૈયે છુપ્યાં સંસ્મરણો ઘડીઘડી
આવી મુખે નૃત્ય કરી જતાં દીસે.

: મિશ્ર :

વિસારતી તે ગતકાલ સર્વને;
ને વર્તમાને પગ એક ટેકવી,
ભાવિપ્રદેશે પગ અન્ય મૂકવા
ઉત્સાહ ને ઉત્સુકતા ધરાવતી.

સુરમ્ય ચિત્રો કંઈ ભાવિગર્ભનાં
નિહાળતી લીન બની, પ્રસન્ન થૈ;
તેમાં શમાવી ઉરસંઘર્યાં બધા
મનોરથો, આત્મનિમજ્જને ઢળી.

અદૃશ્ય જે આશતણા મિનારા
પ્રત્યક્ષ તે આજ સમગ્ર પેખતાં,
સંજીવની જીવનમાંહીં ઊતરી
એકાકિનીની હૃદયસાધના ફળી.

## અપ્સરાઓનું ગીત

અમે આવ્યાં આ દેશ રે
માનવને વેશ રે
ભવને ભૂલામણે ભૂલાં પડયાં.

અમે ચંદ્રિકાને ચોક રાસ ખેલતાં,
અમે વ્યોમને તટે વિહાર માણતાં;
અહીં વનના અંધાર રે
પૃથ્વી પગથાર રે
ભવને ભૂલામણે ભૂલાં પડયાં.

અમે આંગણે ઉષાતણે ઊભા હતાં
અને વિશ્વના વિલાસને વિલોકતાં;
ત્યહીં ઊઠ્યા અભિલાષ રે
આવ્યા આ વાસ રે
ભવને ભૂલામણે ભૂલાં પડયાં.

અમે માનવ ઉરમન્થનો વિલોકિયાં
હર્ષ, શોક, પ્રેમ ને વિષાદમાં રમ્યાં;
હવે જાવું અમ દેશ રે
દિવ્ય તેજ–વેશ રે
સ્વર્ગના પરાગ રાગ પામવા.

## તેજને મારગ

ઓ રે પ્રવાસી! ઓ રે પ્રવાસી!
　　જ્યોતિષ્પથ તેં ઝાલ્યો સહી,
　　તેજને મારગ ચાલ્યો સહી.

સંસારને વન ઘોર અંધારાં ને
　　માર્ગની કેડી જણાય નહીં;
દુઃખના કંટક ખૂંદતાં ખૂંદતાં
　　જીવન રોજ ઘસાય અહીં........ઓ રે૦

જીવનમૃત્યુનું માનવ ભોમમાં
　　યુદ્ધ સનાતન તેં નિરખ્યું;
જીવન સાચું અહીં પરભોમમાં;
　　મૃત્યુને આળપંપાળ ગણ્યું........ઓ રે૦

પૂર્વે ઋષિજન કૈંક તપ્યા તપ
　　આત્મની સિદ્ધિ સમૃદ્ધિ રળી;
તેં તો રળી રળી જીવનનું ધન
　　રેલવ્યું, સંચ્યું ન લોભ ધરી........ઓ રે૦

વિશ્વમાં વ્હાલાં જનો ભગવાનને
　　તેની કસોટી જગે કપરી;
દુઃખદાવાનળ કૈંક ધખ્યા તો ય
　　આતમ આંચ અડી ન જરી........ઓ રે૦

જીવનની મીઠી જોઈ વસંત તેં
　　ગ્રીષ્મના તાપ અથાગ સહ્યા,
આવી જરા ખર્યાં પાન ને પલ્લવ,
　　ચેતન તો ય જરી ન સર્યાં........ઓ રે૦

તેજપથે તેજનાં ડગ ધારજે
　　કર્દમના ત્યાં કળણ નહીં;
ઉન્નત ઉજ્જવલ આભની પારે ચે
　　દિવ્ય સનાતન ભોમ રહી,
　　એ જ વિરામની ભોમ ખરી........ઓ રે૦

# પ્રવાસ

ઝરમર ઝરમર વરસે મેઘલ ધાર
આકાશે અજવાળાં ક્યાંથી સાંપડે ?
ઝરમર ઝરમર વરસે આંસુધાર
અંતરનાં અજવાળાં ક્યાંથી સાંપડે ?

અંધારાં ગરજંતાં આજે તેજ બધાં હોલાયાં,
શોકઘેનનાં પૂર ઉમટતાં અંતરનાં જળ ડૂબ્યાં;
ઝબકે ઝબકે વીજલના ચમકાર
એવાં રે અજવાળે મારગ કાપવા;
ગરજે ગરજે ઘનના દળ વિકરાળ
વીજલને અજવાળે મારગ કાપવા.

જવું કેટલું દૂર સમઝ ના પડે તો ય જાવાનું,
અહીં સમીપ ન ધામ ઠામ કો વિરામ જરી ખાવાનું;
ડગલે ડગલે મારગ લાંબો થાય
કાંટા ને કંકરને મારે ખૂંદવા;
પગલે પગલે નમી જતા મુજ પાય
વણઅજવાળે મારે મારગ કાપવા.

# તારલી

આકાશ સાગર સંગમભોમમાં
સન્ધ્યાની જ્યોત રમી વિરમે;
અંધારનાં પડ વિશ્વને આવરે,
આકાશે તારલી એક ઝગે,
વ્યોમ વિરાટમાં એ ન ડૂબે.

એવી વસી મારે અન્તર તારલી,
એનાં ય તેજ અનસ્ત રહ્યાં,
વિશ્વને ઘેરતાં, ઘૂમરી ઘૂમતાં
એને ન વાદળ કોઈ નડયાં;
તેજ એનાં ન જરી પલટયાં.

સુરજ ચંદ્રનાં તેજ તણી મારે
હૈયે જરી નહિ આશ ધરું;
તારલી ન્હાનીશી તેજ ઝીણું ઝરે,
અન્તર એહ ઉજાસ ભરું.
અંધાર સાથ એ તેજે લડું,
જીવનમાર્ગ ન ભૂલો પડું.

# અતિથિ કોઈ આવે નહીં

મારી [મઢુલીનાં બંધ નહીં દ્વાર,
અતિથિ કોઇ આવે નહીં;
બધે સાગરજળ ઊછળે અપાર
અતિથિ કોઇ આવે નહીં.

સાગરની વચ્ચે ન્હાનો શો દ્વીપ ત્યાં
વેલીઓ વૃક્ષે ગૂંથાઈ જો,
તેમાં ઊભી મ્હારી મઢુલી એકલડી
ફૂલડાં સુવાસપૂર છાઈ:
અતિથિ કોઈ આવે નહીં.......મારી

આવે આવે કદી વર્ષાની વાદળી
પાણીડાં સીંચતી જાય જો,
માનવના દેશના સન્દેશ કાંઈ ના વદે
ઊતરે ન રમવા મુજ બાર:
અતિથિ કોઈ આવે નહીં.
રહી દૂરે અશબ્દ ઊડી જાય
અતિથિ કોઇ આવે નહીં.......મારી

આવે આવે કદી પંખીગણુ ઊડતાં
પળભર ન પેખે આ પાસ જો,
પાલવને પાથરી નિમંત્રું હું તો ય સહુ
ગગનતણી પારે વહી જાય:
અતિથિ કોઈ આવે નહીં.
મારી મઢુલીનાં બંધ નહીં દ્વાર
અતિથિ કોઇ આવે નહીં.

## કોણુ આ આવી ગયું ?

મારે આંગણે કોણુ આ આવી ગયું ?
મારો બૂઝેલ દીપ ચેતાવી ગયું;
મારે આંગણે કોણુ આ આવી ગયું ?

મારાં દ્વાર હતાં બધાં બંધ પડ્યાં,
માંહીં ઘોર તમિસ્રનાં પૂર ચડયાં;
એમાં તેજનાં રશ્મિ રેલાવી ગયું,
મારે આંગણે કોણુ આ આવી ગયું ?
તેજ છાઈ ગયું ?

મારું તૂટેલ બીન પડયું'તું ખૂણે,
એના તાર બધે વિખરાઇ ઊડે;
એમાં ગાનના સૂર જગાડી ગયું,
મારે આંગણે કોણુ આ આવી ગયું,
ગીત ગાઈ ગયું ?

મારી આંખોમાં નિદ્રાનાં ઘેન હતાં;
મન કાય બંને ય થાકેલ હતાં;
એમાં ચેતન કોણુ વહાવી ગયું,
મારે આંગણે કોણુ આ આવી ગયું ?
ને પ્રબોધી ગયું ?

નવ પાદનાં ચિહ્ન પડે નજરે,
નવ આવ્યાનું કાંઈ નિશાન મળે;
કોણુ ગૂઢ એવું ઉરને અડકયું,
મારે આંગણે કોણુ આ આવી ગયું ?
આવી, ઊડી ગયું ?

# માર્ગદર્શન

: મિશ્ર :

ચોપાસ અંધાર ફરી વળ્યો છે,
નેત્રો ઉઘાડાં કંઈ ના નિહાળે.
સાથી ન કો, કો નવ માર્ગદર્શકે;
જવું ? જવું ના ? ઉરને ન સૂઝતું.

ત્યાં દૂરથી કોઇ જણાય આવતું
પ્રકાશ ચેતાવતું ને બુઝાવતું,
હૈયું ધરે હામ અધીર માહરું
અંધારનો દુર્ગ પડયો વટાવતું.
ધીમે વહી તેજની ધાર આવે
ને માર્ગ આ જીવનનો ઉજાળે,
પ્રકાશધારી કરુણાર્દ્ર નેને
આવી સમીપ મુજને નિરખી નિહાળે.

પ્રકાશ પૂર્યો મુજ નેત્ર કોણે
ઊંચી કરીને દગ હું નિહાળું,
કો સ્વપ્નસાથી, ગતજન્મસંગી ?
ઉધ્ધારવા જીવનમાર્ગ દાખવે ?

: પૃથ્વી :

વિચારું, સ્મરણે રમું, દિશદિશે વહન્તા ત્યહીં
પ્રચંડ અનિલો ઊઠે, ફરકતી શિખા દીપની
નકી અહહ બૂઝશે ! વસનઅંચલે ઢાંકવા
કરે વિતથ યત્ન, દીપ ચમકી ડૂબે, નેત્રનાં
થતાં તરત દ્વાર બંધ, ઢળું ભોમ અંધારમાં.

: મિશ્ર :

કયાં પંથ ને દર્શક પંથનો એ
હતાશ શોચું, સુણુતો હું દૂરથી
અસ્પષ્ટ શબ્દો, નવ મર્મ કૈં લહું
ઊભો થઈ તદપિ હું ધરું પાય આગે.

# મને ઊડવું ગમે

આંગણે ઉષાને મને ઊડવું ગમે
હો મને ઊડવું ગમે.

વિશ્વને વિલાસ મારું ચિત્ત ના રમે
હો મારું ચિત્ત ના રમે.

શાન્ત તેજના તરંગ,
અનિલ સ્પર્શમુદિત રંગ,
પ્રાણપ્રેરણા અહન્ત
આત્મ આ નમે
હો મારો આત્મ આ નમે.

તમભોમથી સુદૂર
નયન ગૂંથી દિવ્ય નૂર,
મૂક ગાનગર્ભ સૂર
સૂણવા ગમે
હો મને સૂણવા ગમે.

પાંખ ના, ન માર્ગજ્ઞાન,
પથ વિરાટ નભવિતાન;
આશનાં અનન્ત ગાન
અન્તરે શમે
હો મારે અન્તરે શમે.

આંગણે ઉષાને મને ઊડવું ગમે
હો મને ઊડવું ગમે.

## મને નહીં જગાડજો

: ગુલબંકી :

મને નહીં જગાડજો;
પ્રસુપ્ત ચિત્તતારને ન છેડજો.

રચાય સ્વપ્નભોમ રમ્ય માનસે સદા રમી,
વિલાય દુઃખજાળ, બન્ધનો પ્રચંડ તૂટતાં–
હતાં હમેશ આત્મને સતાવતાં.

વિશ્વધૂળમાં દટાઈ સર્વ ભાવરશ્મિઓ
પ્રકાશહીણ જે બન્યાં પુનઃ પ્રકાશતાં અહીં.
અહીં ન ઝેર દૃષ્ટિનાં, વિકાર ચિત્ત બાળતા,
ન હીણ માનવીતણા ઉરોતણી અહીં કથા.
અદૃષ્ટ જે સદા હતું
મનોનિમગ્ન તે બધું,
રચ્યું જ મેં, સમક્ષ આજ સર્વ એહ દેખવું.

જગે સૃજેલ કલ્પનાતણી સુમૂર્તિ દૂર જે
હતી સદૈવ નાસતી, વિહાર તે સ્વતંત્રમાં
અહીં રમે, ન દૂર જાય,
વ્હાલથી મને જ સ્હાય.
સ્પર્શનાં સુખો સદાય કલ્પને રમ્યાં હતાં,
તે બધાંય ભોગવું હવે ન જાગવા તમા.
અસત્ય નાશવંત સ્વપ્ન કોણ કહે?
અસત્ય નાશવંત વિશ્વજીવને
સદાય સત્ય સ્વપ્ન આત્મની કલાથકી રચ્યાં.
ન સ્વપ્ન એહ ભાંગજો;
ન આત્મને ઉઠાડજો;
સૃજેલ સ્વપ્નભોમથી મને નીચે ન પાડજો,
મને નહીં જગાડજો.

# કોઈ આવે

મારા અન્તરનાં બારણાં હલાવે........
રે કોઇ આવે.

સૂના મન્દિરને શબ્દથી ગજાવે........
રે કોઇ આવે.

જગના કો દેશનાં શું પન્થી આવી ચઢ્યાં?
જો જો ઉર માર્ગ ના ભુલાવે........
રે કોઇ આવે.

વાયુ ના વાય તેજ ઢોળે ના ચન્દ્રમા
પન્થીને માર્ગ કો બતાવે........
રે કોઇ આવે.

વીંટયું મંદિર મારું ઊંડા અન્ધારમાં;
આવતાં પ્રકાશ હોલવાયે........
રે કોઇ આવે.

જુગજુગનાં બન્ધનથી બાંધેલાં બારણાં;
કોનાં કામણ એ હઠાવે........
રે કોઇ આવે.

મારા અન્તરનાં બારણાં હલાવે........
રે કોઈ આવે.

મારાં સૂતેલાં ગીતને જગાવે........
રે કોઇ આવે.

# અખંડ જાગૃતિ

: મિશ્ર :
: પૃથ્વી :

પ્રકાશના ઓઘ ઉરે ફરી વળ્યા,
અંધારનાં નીર બધાંય ઓસર્યાં,
ને ચેતનાના ધબકાર દેહને
ભરી ભરી જીવનને રમાડતા.
સરી જતી સૌ જડતાય દેહની
નેત્રો ઊંડું સૂક્ષ્મ કંઈ નિહાળતાં;
હૈયે ઊંડો જીવનમન્ત્ર જાગતો
ને ચેતનાસાગરમાં વિરામતો.

હશે દિવસ રાત્રિ વા? નયન શેં ન મીંચાય? ક્યાં
સરી સકલ નીંદ? આહીં નિરખું જગત્ ઘોરતું
અને મુજ ઉરે જ કેમ નહિ નીંદજડતા જરી?

પ્રત્યક્ષ તું ચેતનમૂર્તિ આવતાં
અખંડ મ્હારાં નયનો પ્રકાશતાં,
અંધાર ને નીંદ હતાશ થૈને
અજ્ઞાત કો વિશ્વતણે ખુણે પડી
છુપાઈ રહે દૂર સમીપ ના'વતાં;
તારી જ એ સર્વ કલા અપૂર્વ છે.
સૌ દેહનો ભાર ભલે શમી જતો,
વિલાય છો સંસ્મરણો ય ભૂતનાં
અનન્ત કો વિસ્મૃતિસાગરે; ભલે
પ્રકાશઅંધાર વહન્ત ચક્રમાં
ના વિશ્વનો અંશ થઈ ફરું હું.

નવીન કૈં સર્જન સર્જવાતણી
તારી મહાશક્તિમહીંથી ઉદ્ભવે
અપૂર્વ કો ચેતનપૂર્ણ સૃષ્ટિ,
શમી બીચારું જગ આ જતું ત્યાં.
શમાવવા અંશ ગણી તને ના
સામર્થ્ય એ વિશ્વમહીં જરી યે.
અનન્ત ચૈતન્ય અખંડ જાગૃતિ
તારાં જ એ સર્જન માહરે ઉરે.

હશે શું જડ વિશ્વમાં અમર કૈં ? ન હો, હો ભલે,
મને ન પરવા જરી અમરતાતણી વિશ્વની.
રહો અમર જાગૃતિ, અમર તું ઉરે માહરે.

# દિવાળી ન દીપતી

પૂજ્યા દીપક, પૂજી જ્યોતને,
પૂજ્યા સૂરજ ને ચન્દ્ર,
પૂજ્યા ઉંબર, પૂજ્યાં આંગણાં;
એવી પૂજા અનન્ત;
તોય રે દિવાળી ન દીપતી.

તેલ અખૂટ ભર્યાં બધે,
પ્રગટી દીપકમાળ;
ચેતાવી જ્યોત બળે ઝળે,
જાણે ડૂબે અંધાર;
તોય રે દિવાળી ન દીપતી.

કંકુના પૂર્યા મેં સાથિયા,
પૂર્યા રંગ અમૂલ;
ફૂલડાંની પાંખડી પાથરી,
એનું ફોરમપૂર;
તોય રે દિવાળી ન દીપતી.

આભને ગોખ ઊડી ગઈ,
છૂપી ધરતીને ઉર!
આજ પોકારી સાદ પાડતા
મારા અન્તરસૂર;
તોય રે દિવાળી ન દીપતી.

# અખંડ દિવાળી

: મિશ્ર :
: પૃથ્વી :

દિવાળીઓ કૈંક જગે નિહાળી,
આવી અને સદ્ય વિદાય લેતી;
કૈં દીપમાળા પ્રગટી શમી ગઇ,
અંધાર ના માનવદેશનો શમ્યો.

કંઈક જગને ખુણે અજબ જોર અંધારનું
પડયું યુગાયુગો થયાં, વિકલ માનવીની દગે
પડયું નવ, હજી ય શું નવ પડે? પછી દીપની
રચી સતત માળ શું જગતમાંહીં ઉજાગશે?

અંધારનાં પૂર ઉજાળવાને
રચે રચે માનવ દીપમાળા;
વિરાટ અંધાર તણા જ ગર્ભમાં
એ દીપમાળા શમતી બધી અને
ના તેજના કૈં કણુ વિશ્વને મળે.

વિરાટ જગવ્યાપ્ત અંધ તમથી કંઈ માનવી
તણે ઉર વસી રહી અચલ કાલિમા; ભેદવા
ન તે કિરણુ એક જો પ્રગટશે તદા દીપનો
વૃથા જ શણુગાર સૌ શમી જશે મહાશૂન્યમાં

ભરો ભરો માનવનાં ઉરોને
ઉત્સાહ ને ચેતનપૂર રેલી;
આડે પડયા સૌ પડદા વિદારો;
હૈયે ભર્યાં તેજ અનન્ત ખીલશે,
અખંડ દિવાળી તદા પ્રકાશશે.

# ચેતવ દીવડો

આવી રે દિવાળી, ચેતવ દીવડો!
ચેતવ જગના અંધાર!
ચેતવ જગના અંધાર!
આવી રે દિવાળી, ચેતવ દીવડો!

સૂરજ ઝગે ને ઝગે ચાંદલો
ઝગે તારકનાં નૂર;
તારે રે અન્તર ઊંડે દીવડો
રેલવ તેજને પૂર.

આવી રે દિવાળી, ચેતવ દીવડો!
પેટવ જગના અંધાર,
પેટવ આતમઅન્ધાર,
આવી રે દિવાળી ચેતવ દીવડો!

# ગરીબની દિવાળી

: મિશ્ર :
: પૃથ્વી :

દીવાસળી ના, નહિ તેલ કોડિયે;
ના પૂમડું રૂતણું વાટ માટે;
હૈયે ધગે ભૂખની હોળી નિત્યે;
દિવાળી શી ઊજવવી અમારે?

છતાં નિહાળી જગની સમૃદ્ધિને
ને દીપમાળા પ્રગટાવી અન્યની,
ભૂલી ગળીને નિજ દુઃખશોકને
આ હર્ષને પર્વ હસી ય લેવું.

આવી મહા ઉત્સવઘેલછામાં
પ્રમત્ત લક્ષ્મીમદથી બન્યા જનો;
ધધી પડેલા ધનધાન્યના કણો
તે અર્પતા દીન ગરીબને અને
એ દાનપુણ્યે જગ આ તરીને
ચહે જવા અન્ય મહાન લોકમાં.

વહે સતત દાનસ્રોત ધનિકોતણો વિશ્વમાં,
દરિદ્ર જનની ગરીબી નવ છેદતો, પોષતો.
વિલાસ ઉરના અને પરવ માણવા સાધનો
અનેક જગમાં, તહીં જ ગણના અમારી ખરી.

સંતર્પવા એ જનઘેલછાને
અમે અહીં શું જગમાંહીં ઊતર્યા?
જો જીવને સિદ્ધિ ન અન્ય પેખવી,
શી રીત દિવાળી અહિં ઉજાળવી?

દિવાળીનાં પર્વ અનેક આવાં
આવો અને જાઓ શમો અનન્તમાં.
જે દી અમારે ઉર જ્યોત જાગશે
તે દી દિવાળી જગને ઉજાળશે.

# નવા કવિઓને

: મિશ્ર :
: પૃથ્વી :

તમે રચો કાવ્ય નવાં નવાં અને
કૈં ગીત ગાતા; પણુ એ જવા દો.
અમે ય છે લેખણુ કાવ્યસર્જને
ચલાવી ને અક્ષર ચીતર્યા ઘણા.

ક્યાં તત્ત્વ છે કાવ્યતણું છુપાયું?
કો પ્રેમદૃષ્ટિ પ્રિયને પ્રિયા તણી
કે ગૂઢ કૈં મન્થન અન્તરોતણાં;
મથ્યા ત્યહીં કાવ્ય નિહાળવા અને
મજૂર કેરાં શ્રમ ભૂખ દુઃખમાં,
ગરીબની હાય નિસાસમાં વળી
કે રંકકેરાં સહુ રોદણામહીં,
ખેડૂતને ખેતર, ઝૂંપડીમાં.
વાત્સલ્ય માતા ઉરથી સવી રહ્યું,
નિર્દોષ ભાવો ભગિનીતણા વહે;
આ સર્વમાં કાવ્યનું તત્ત્વ શોધવા
કરી પ્રયોગો નવસર્જનો કર્યાં,
કૈંક પ્રદેશ આથડ્યા.

શોધી ઘણી યે ગિરિકન્દરાઓ,
કે ખીણનાં વ્હેણુ, લતાનું નર્તને
જોયું અને સરૂસર વાયુકેરા
સુસ્વાટમાં કાવ્યનું તત્ત્વ જોવા
ગયા પ્રકૃતિતત્ત્વનાં સકલદર્શનો પામવા.

ને ભવ્ય ગંભીર સમુદ્રગર્જને,
તરંગનાં કોમલનૃત્ય નીરનાં;
ને ચન્દ્રથી જે અમીધાર વર્ષતી,
પ્રચંડ વા સૂર્યતણા કરોમાં,
શોધ્યું બહુ ગૂઢ પ્રગૂઢ તત્ત્વને.

કે કંઠની રમ્ય સુરાવલીમાં,
કે શ્લોકના વા યતિભંગ દ્વારા
સધાતી વાકયોની પરમ્પરામાં;
બધે બધા કાવ્યનું તત્ત્વ ઢૂંઢતા.

વિશાળ આ વિશ્વતણે પટે છે
આવાં પડ્યાં ક્ષેત્ર અનેક વિસ્તરી;
ભમે કવિજનો પ્રગૂઢ કયહીં કાવ્યના તત્ત્વને
પ્રયત્ન કરતા મથે પકડવા સદા શબ્દમાં.

તથાપિ એ કાવ્યનું તત્ત્વ પૂરું
લાધ્યું ? વસ્યું એ निहितं गुहायाम् ?
તજો વૃથા યત્ન બધાય તો હવે,
સાચે ન શોધે કવિ કાવ્યને કદી.
એ કાવ્યનું તત્ત્વ પ્રસન્ન થૈને
સર્જાવવાને નિજ દેહ આવતું
સદા સમીપે કવિને જ શોધતું.

# શિક્ષકનું સ્વપ્ન

: મિશ્ર :
: પૃથ્વી:

રમે હસે બાળક કૈંક છૂપાં,
પાટી પરે કૈંક લખે, ભૂંસે વળી;
કો પ્રૌઢશા શાન્ત રહેલ બેસી,
કો વાંચતા, કો કવિતા ય ગુંજતા;
ઘડી ઘડી શિક્ષકને નિહાળતા;
ને વાતમાં લીન વળી બની જતા.
ને આસનેથી કરી દૃષ્ટિ ઊંચે
જોતા કવચિત્ શિક્ષક બાલ શું કરે.

છે પાટિયા ઉપર કૈં લખેલું
તે જોઈને બાલક સૌ લખે છે.
જે વર્ગમાં બાલ વડો ગણાય
તે ધ્યાનથી સર્વ નિહાળતો રહે.
અને વિરાજી નિજ આસને ત્યાં
થૈ સ્વસ્થ બેઠા ગુરુજી દીસે છે.

બે પાયની વેલ ગૂંથી પ્રસારી
છે ગોઠવી ટેબલની પરે એ.
પવિત્ર છે એ ચરણો, પવિત્ર કૈં
છે અન્ય વસ્તુ વળી સન્નિધે પડી.

સોટી પડી કોમળ બાળકોની
ધાત્રી વિધાત્રી જગમાં ગણાય જે;
સંરક્ષતી ચેતન પ્રેરણા દઈ
ને જ્ઞાન કેરા ચમકાર દાખવે.
પાસે પડયું પુસ્તક એક ખુલ્લું
પ્રકાશતું જ્ઞાન સ્વયં સદૈવ જે;
નામાવલી બાળક સર્વ સંગ્રહી
પોથી ખુણે એક પડેલ છે વળી.

સરે સકલ બાલ, વર્ગ સરતો અને નેત્રના
પ્રસુપ્ત દ્વય તારકો જગત સ્થૂલ દેખે નહિ.
શું આ સ્વપન નીંદ વા, ગુરુજી કાંઇ જાણે નહિ;
પરંતુ કંઈ અન્ય સૃષ્ટિ નિજ પાસ થાતી ખડી.

"નવીન ના આ કંઇ યે જણાતું,
છે ભવ્ય આ દર્શન ભૂતકાળનું.
મેં શીખવ્યું બાલકને સદા ય જે
પ્રત્યક્ષ તે આજ નિહાળતો અહીં."

પ્રબુદ્ધ નૃપ કૈં, શિવાજી સમ શૂરવીરો વળી
અમાત્ય કંઇ, કૈંક ધર્મગુરુઓ પડે દૃષ્ટિયે;
અને સકલ જીવને ગુરુતણી પ્રભા ઓપતી,
નિહાળી ગુરુજી હસે સ્વપનમાં મહાગૌરવે.
અને મનમહીં વિચારસરણી ઊઠે ગૂઢ ત્યાં—

"કબીરનો જે વડ વિશ્વમાં વડો
તે પાંગર્યો એક જ બીજ સૂક્ષ્મથી;
કૈં માનવી જીવન પાંગર્યાં અહીં,
તે બીજના પોષક સૌ અમે છીએ.

મહાન નરનારીઓ જગતને ઘડે, ફેરવે
નશીબ જગનાં, પ્રકાશ નવ વિશ્વમાં દીપવે;
પ્રચંડ રણઘોષ કો ગજવતાં, વળી શાન્તિની
મહા અચલ પ્રેરણા જગતને ધરે; ડોકટરો
હરે દરદ લોકનાં પરમ સેવના સાધતા;
અને પ્રખર પંડિતો, નવલ સૃષ્ટિ–સાહિત્યના
વિરાટ સુવિધાયકો કૃતિ અમૂલ વિશ્વે સૃજે;
અનેક કવિ–ગાયકો કવન–ગીત લલકારતા
પ્રસન્ન કરતા વસે જગતચિત્તને; સર્વ એ
અનેક વળી એ સમા જગતને સદા પોષતા
અમે જ સરજ્યાં વિરાટ કણ પોષતાં વૃક્ષ એ.

અમે ભલે દુર્બલ ને અકિંચન
સડી રહ્યા વિશ્વતણે ખુણે પડી;
ન જીવને વા નવ મૃત્યુ જાણતું
ભલે અમારું જગ મોહઘેર્યું.

અમે પ્રગટ દીપ કૈંક જગમાં કર્યા તે વડે
પ્રકાશ જગ મેળવે, નવ ભલે ગણે મૂળને.
અમે જગતભોમને કંઈ કઠોર કૈં કોમળી
કરી જતન કેળવી, લચતી ફાલથી તો ધરા.

ન દેહનાં સૌખ્યતણી કરી તમા,
ને જોતર્યું જીવન કાર્યમાં સદા;
શું મેળવ્યું ? કીર્તિ ? નહિ; ન વિત્ત વા;
વિસારિયાં બાલકુટુમ્બનાં હિતે,
ન માનની કૈં પરવા ધરી ઉરે,
સહ્યા ઘણાયે અપમાનબોલને.
બુદ્ધિપ્રભાહીણ ગણાઇ વિશ્વે
જીવ્યા અમે જીવન વૈતરું કરી.

વર્ષાતણાં બિન્દુ અનેક વર્ષે;
ધરા–ઉરે પલ્લવ એક પોષતું,
કૃતાર્થ થૈ તે લય પામતું ભલે –
ભલે અમે યે લય સર્વ પામીએ –”

વિચારસરણી હજુ ન અટકી ત્યહીં ઘંટનો
થયો રવ, નિનાદ બાલક તણો ભળ્યો તે મહીં;
ગઇ સ્વપનભોમ, ચિત્ર થયું લુપ્ત, નિઃશ્વાસમાં
શમ્યાં સકલ ચિન્તનો ય અણુદીઠ કો અન્યને.

## અભિનન્દનો

પૃથ્વી :

દઈશ અભિનન્દનો, હૃદયદેહનાં વન્દનો
ધરીશ ચરણે, થઈશ નિજઅર્પણે ધન્ય હું,
યદા વિભવ માનસી સકલ તાહરો સર્જશે
નવીનનવ સૃષ્ટિ, ચેતન સમગ્ર ઉલ્લાસશે
અને જગત કારમું દુખદ આ જશે શૂન્યમાં
શમી, તુજ પદે પદે લય નવીન આનન્ત્યના
અપૂર્વ ધ્વનિ ઊઠશે; કુસુમ વૃક્ષવેલી બધાં
અને સકળ પ્રાણી ગુંજન અખંડ સંવાદનું
પ્રસન્ન પગટાવશે—અણુ અણુ ય એ સૃષ્ટિના
અમૂર્ત તુજ મૂર્તિને ઉર ધરી ધરી રાજશે;
થશે સફળ સ્વપ્ન સેવ્યું ઉરમાં સદા જે સમે,
દઈશ અભિનન્દનો, સકલ દેશ હયે ભર્યું.

આજ તો કાચી ઘડેલ આ માનવલેખણથી જે લખાય
વિશ્વને કારમે બન્ધન બાંધેલ હૈયાથકી જે ગવાય,
અંધારના પટ ભેદતાં આંખને ઝીણું ઝીણું જે દેખાય
તેહ ધરું મારા તૂટેલ પાત્રમાં, ઊણું ઊણું છો જણાય.

# ભારતીની દિવાળી

આવી રે દિવાળી
કોઇ દીવડો પેટાવો
મારો દીવડો પેટાવો.

હૈયું રે જગાડી
મારો આતમ ઉઠાડો
કોઇ આતમ ઉઠાડો.

જાગતો સદાનો મારો દીવડો
આજ ત્યાં ઘેરાયો અંધાર;
કેટલી દિવાળી આવી ને ગઇ !
કેટલા કીધા મેં પુકાર? .... આવી રે દિવાળી.

મીઠી રે નીંદરાનાં મારાં સોણુલાં
આજ ના ચમકે લગાર;
દેખવું કૂડું ને અંતર દાઝવું
એથી મારે ભલેરો અંધાર. .... આવી રે દિવાળી.

કરોડ કરોડ મારાં બાલુડાં
અંતર ભરેલી અમાસ,
ઘડીને અજવાળે હરખી રાચતાં
મારે જોઈ નીતના ઉજાસ. .... આવી રે દિવાળી.

આવ્યો રે જનમજોગી એક ત્યાં
એણે દીઠા કૂડેરા અંધાર
એને સપનું દિવાળીનું લાધિયું
સંકોરી દીવડાની વાટ .... આવી રે દિવાળી.

ચેતી અણુચેતી હજી વાટ છે
હજી ગાજે ભૂતડાં ભેંકાર
કેટલી અમાસું મારે દેખવી?
હજી સાચી દિવાળીને વાર? .... આવી રે દિવાળી.

## પ્રવાસી

: મિશ્ર :
: પૃથ્વી :

પ્રવાસનો અન્ત સમીપ ના દીસે
માથે વહ્યો ભાર વિશેષ ભાસતો.
પ્રવાસી તો યે નિજ પન્થ ચાલતો
ધીમે ધીમે જીવનમાર્ગ કાપતો.

થયાં શ્રમિત ગાત્ર, સ્વેદજલ ઉદ્ભવે દેહમાં,
કરે નજર, કો વિરામતણું સ્થાન દીસે ન વા ?

સમીપ ત્યાં મંદિર એક દેખતાં
ઉલ્લાસ એને ઉર કૈંક ઉદ્ભવ્યો,
ત્વરા ધરી મંદિરની સમીપ જૈ
ને ઠાલવ્યો જીવન ભાર સર્વે
વિશ્રાન્તિ લેવા કંઈ કાળ એ સ્થળે.

એ ગાત્રનો થાક ઉતારવાને
જરીક જંપ્યો, હજી દૂર નીંદ તો
હતી તદા મંદિરગર્ભમાંથી
ઉદ્બોધતો પથિકને ધ્વનિ ઉદ્ભવ્યો ત્યાં.
" પ્રવાસી વિશ્રાન્તિનું સ્થાન તારું
અહીં નહીં દૂર હજી ય ઊઠ જા."

પ્રવાસી ચમકે, કરે નજર, શબ્દ કોનો અહીં;
પરંતુ નવ બોલનાર નજરે પડે કોઇ ને
વળી પથિક નેત્ર મીંચી ઘડી જંપતો શાન્તિમાં.

ફરી ઊઠયો શબ્દ વિશેષ ગર્જતો
અસ્વસ્થતા પથિકના ઉરમાહીં પ્રેરતો.
" વિશ્રાન્તિનું સ્થાન તારું
અહીં નહીં."

ઊઠયો, શિરે સકલ ભાર ધર્યો પ્રવાસી
ચાલ્યો ધીમે ભરંતો ડગ, નિજ પથવિસ્તાર જોતો અનન્ત.

## કાળદોર

: વસન્ત તિલકા :

પ્રાચી હસે નવ–પ્રકાશપ્રસન્ન કેવી !
ને ચેતનાદ્યુતિ વહે જગ સર્વ રેલી.
સંદેશ ગૂઢ કંઈ એહ પ્રકાશ ધારે,
ને માનવી પ્રકૃતિ સર્વ વળી જગાડે.

: મિશ્ર :

પ્રકાશના સૌ કર ભવ્ય ગૂંથણી
રચે નવી, તે મહીં તેજ – અક્ષરે
મંત્રો લખાયા નવપ્રેરણાના,
એ વાંચતાં મર્મ ઉકેલવાના.

: વસન્તતિલકા :

એ ભૂતનાં સુખદ સંસ્મરણો જગાડે;
ને વર્તમાન સહ એ સહુ સંકળાવે;
દે ભાવિનાં મધુર સ્વપ્ન તણો ચિતાર;
એવો અખંડ મહીં કાળતણો પ્રવાહ.

: અનુષ્ટુપ્ :

અખંડ કાળના દોરે
બ્રહ્માંડો સર્વ ગૂંથિયાં;
નાચતાં રાચતાં આજે
પરબ્રહ્મવિલાસમાં.

# જતાં દિવાળી

: મિશ્ર :

જતાં દિવાળી નભનું સ્વરૂપ
દીસે નવું, વાયુ નવો વહન્તો;
લોકો વદે વર્ષ નવીન આવ્યું
ઉત્સાહ ને ચેતન પૂરનારું.

છતાં ય જૂનું ઉરમાંહીં જે જડ્યું
તે છૂટતું ના, ક્યહીં સ્થાન પામે
નવું પછી ? એ ગત વર્ષના બધા
આનન્દ ઉલ્લાસ વિસારવા શેં ?

જતાં દિવાળી, નવલું મને ન કૈં
આ કાળનું ચક્ર ફરન્ત ફેરા
ત્યહીં દીસે; છો જન અન્ય મુગ્ધ થૈ
નવું નિહાળી ઉર હર્ષ ધારે.

અખંડ છે કાળ તણું વહેણ જો
જૂનું જતું શું નવલું પ્રવેશતું ?

# કાળના કકડા

: મિશ્ર :

શું વર્ષ ને માસ ઘડી પળો વળી
અનન્ત આ કાળતણા પ્રવાહમાં!
તથાપિ ના માનવદૃષ્ટિ પાંગળી
અનન્તને પેખતી, સાન્ત તેથી
ગણી ગણી જીવનકાળ માપતી.

અનન્ત બ્રહ્માંડમહીં પ્રકાશતા
નક્ષત્ર, તારા, ગ્રહપુંજ કેટલા!
સમગ્ર તે સર્વ નિહાળવું નહીં,
ને ખંડ ખંડો ગણીને જ રાચવું;
એ માનવીની લઘુતા, ન ભવ્યતા.

તેવા કરી ખંડ અનેક કાળના,
આદિ અને અન્ત ત્યહીં જ મેળવી,
પ્રસન્ન ચિત્તે વહવું પ્રવાહમાં
ને ખંડ ખંડે નિજ દૃષ્ટિ ઠારવી.

# એક પૈસો

: મિશ્ર :

સંકેલતો કિરણુ પૃથ્વી પટેથી છેલ્લાં
ધીમે ધીમે સૂરજ આથમી જતો;
"વિતાવિયું આજનું વૈતરું તો;
સમીપ આવે ક્ષણુ છૂટવાની."
વિચારતાં આમ જરીક શાન્તિ
દુકાનના નોકરને દિલે થતી.

પરન્તુ ના શેઠ હજીય આવિયા!
જવાય શેં ?— એમ નિસાસમાં વદી
ગાદી પરે આસન સ્હેજ ધાર્યું
ને પીઠને બ્હીકથી સ્હેજ ટેકવી
ભૂલે ન ભૂલે ક્ષણુ વર્તમાનને;
મ્હારે થવું શેઠ કદીય ભાગ્યે
હશે લખ્યું કે જગ વૈતરું કરી
વિતાવવું જીવન ?— એમ શોચતો.

'દે એક પૈસા' ધ્વનિ ત્યાંહીં ઉદ્ભવ્યો
ને સ્વપ્ન ને ચિન્તન ભાવિ કેરું
ઊડી ગયાં શબ્દ પ્રચંડ સાંભળી,
જોતો પછી ચકિત થૈ વદનાર કોણુ એ.

ઊભા હતા સાધુ દુકાન પાસે
બે, એકને હાથ પ્રચંડ દંડને
બીજા તણે કંડિલ ઝૂલતું હતું.
ઊંચું ધરી કંડિલ, જોર શોરથી,
જાણે મળ્યો હો અધિકાર માગવા,
ઉવેખવા જે નવ શક્તિ કોઇની,
'દે એક પૈસા' વદતો ફરી ફરી,
'દે એક પૈસા કુછ તેલ કે લિયે.'

દુકાનનો નોકર હાથ જોડી
જવાબ દે, "શેઠ હજી ન આવ્યા
મા'રાજ ! પાછા, અહીં કાંઈ ના મળે
મારો નથી કૈં અધિકાર આપવા.
સારું થયું શેઠ નથી, નહીં તો
પૈસા સટે ગાળ સુણાવતે બહુ."

'દે એક પૈસા' વદતો ફરી એ
અફાળતો દંડ પ્રચંડ ભૂપરે,
ઊંચું ધરી કંડિલ જોર શોરથી
'દે એક પૈસા કુછ તેલ કે લિયે'

વિનમ્ર થૈ નોકર એ દુકાનનો
વદે ફરી, "કાંઈ ન આપવાને
મારી કને, તેમ તમે શું જાણો ?
પૈસો તમે તેલ જલાવવાને
છો એક માગો, પણ એક પૈસા
માટે અમારું અહીં તેલ નીકળે"

# જ્યોત જલે

જ્યોત જલે જ્યોત જલે
અંધારપથે જો
જ્યોત જલે.

તિમિરજૂથ જગકેરાં ટાળે
માનવનાં ઉરને અજવાળે
વિશ્વ ભરે, વિશ્વ ભરે;
અંધારપથે જો
જ્યોત જલે.

તેજરેખ આંજી નયનોમાં
ઘૂમવું વન ઉપવન ગગનોમાં;
જ્યોત–પથે જ્યોત–પથે
અંતર ઊછળતું
જ્યોત–પથે.
અંતર અજવાળી જ્યોત જલે.

# જીવનનિશા

: મિશ્ર :

આજે અહીં જીવનની નિશા દીસે;
તમિસ્રઘેર્યું નભ, તારકો સહુ
ડૂબી ગયાઃ ને ચળકંત ખોટા
પ્રકાશભાસી તણખા ઉજાળવા
આકાશને વ્યર્થ કરે પ્રયત્નો.

ઊંચો કરી કંઠ નિહાળતા અમે,
એ તેજ કેરા ચમકારથી કદી
થૈ મુગ્ધ હૈયે નવપંથદર્શને,
પ્રયાણને આદરવા મથી મથી
આ જીવને ચેતન વેડફી રહ્યા.

ખરો બધા એ તણખા, અમોને
પ્રકાશ કેરા ભ્રમમાં ભુલાવતા;
જો જીવને તેજ ન સત્ય સાંપડે,
ભલી નિશા જીવનની અમારે.

# તેજ–અંધાર

: મિશ્ર :

દિવાળીના દીપ બધા ય હોલવી,
અંધારથી વિશ્વ સમગ્રને ભરી,
અંધારનું ગૌરવ અન્તરે ભરું
ને તેજરેખા મુજ નેત્રમાં રચું.

વિતાવીને રાત્રિ અનેક વર્ષમાં
છેલ્લી મળ્યે કાં જગ રાચતું હશે?
અંધાર પીધા સહુ વામવા વા
પ્રકાશનો ઓઘ જગાવતું હશે?

અંધાર ને તેજ ભરેલ વિશ્વે
બંને ય, ના એકથી અન્ય બૂઝતું.
અંધારને તો કયમ વ્યર્થ ભેદવો
ને તેજને શાશ્વત એક માનવું?
અંધારને તેજની ભવ્ય ગૂંથણી
રચી સદા જીવનને હુલાવવું.

# સન્દેશ

: પૃથ્વી :

'સદા સ્મરણુમાં વસું' ઉર ભરી હતી વાંછના,
ન કાળ સ્થળની જરી ય પરવાહ ધારી હતી.
પરસ્પર પ્રસન્ન સૂક્ષ્મ ઉરભાવ ગૂંથી રહ્યાં,
કદી ય નવ સ્વપ્નમાંહીં વિષપાન કલ્પ્યાં હતાં.
પ્રવાહબળ કાળનું મનુજ કેટલું ત્યાં લડે?
પડે વિવશ, ભાન ના દિશતણું રહે. આપણી
ઘડી પરમયોગની ગઈ, ન જાણું તું કયાં હશે,
અને સ્મરણુમાં પડેલ પ્રતિબિમ્બ દીપે ન વા.

તરંગ ઉછળે શમે અતલ સાગરે બોલ કો
પ્રગૂઢ વદતા, સમીર વહતા લવે મન્દ કૈં,
પ્રકાશકિરણો ય મૂક વચનો વદે; સર્વમાં
મને પ્રકૃતિની સનાતન સુણાય વાચા અને
ધરંત તુજ શબ્દ દેહ ઉરથી સરી આવતા–
"તને ન કદી વિસ્મરું હું, સ્થળકાળ સર્વે સ્મરું."

# વિષાદ

: પૃથ્વી :

મને અવગણો, તજો, નવ કદી ય સંભારજો,
વહે નયન અશ્રુધાર નવ લૂછવા આવજો.
અનેક થર જામિયાં ઉર અશાન્તિનાં ભેદવા
પ્રયત્ન કરશો નહીં, સુદૃઢ એ ભલે સૌ રહ્યાં.
સુકોમલ ન ભાવ દૂર જડતા કરીને ફરી
પ્રસુપ્ત સ્મરણાબ્ધિમાં નવતરંગને પ્રેરશે.
સ્પૃહા ન તમ સંગની, ન કરવી રુચે ગોઠડી,
વિલુપ્તગતકાલભસ્મ ઉરમાં પડી સંઘરી.

વહાવી સહુ ભાવ આ હૃદય શૂન્ય શાને કરું ?
વિભકત કરી શોકભાર નવ લેશ ઓછો કરું.
સુણાવી કથની ન દુઃખ ચહું હું જરી ભૂલવા,
પડેલ જખમોતણા વ્રણ દઇશ ના દેખવા.
સુદૂર જઇ સર્વથી પરમ શાન્ત એકાન્તમાં
રહી લવીશ શોકગીત મુજ ચિત્ત સંતર્પવા.

# અખંડ જાગૃતિ

: પૃથ્વી :

ફરી સકલ વિશ્વ ખિન્ન શ્રમથી થયાં અંગ ને
ન ચિત્તમહીં યે વધુ રખડવાતણી ઝંખના.
થયાં શ્રમિત નેત્ર, કર્ણ બધિરે થયા, ચિત્તમાં
શમી સકલ જ્ઞાન – ઇન્દ્રિય, પ્રસુપ્તિ આવી અને
ઢળી ધરણિને ઉરે અકલ શાન્તિમાં હું પડયો.
હતી ન પરવાહ માનવતણા વિસંવાદની,
હતી પ્રકૃતિના વિલાસતણી ના તમા, વિશ્વનાં
ન તેજ નવ અન્ધકાર ઉર સ્પર્શતાં માહરું.

તદા મુજ ઉરે કયહીંથી અવતાર તારો થયો?
સુતેલ ભર નીંદ હું પકડી હાથ ઢંઢોળિયો.
થયાં વિવૃત દ્વાર આત્મ–ઉરનાં કંઈ જાગૃતિ
નવી અનુભવી ઉરે, સકલ દેહમાં સ્પર્શ એ
હજી અનુભવું; ન નીંદ કદી પાસ આવી અને
કદી ય નવ આવશે, મુજ સમીપ તું જ્યાં સુધી.

# તને ઉર ધરું

: પૃથ્વી : :

તને ઉર ધરું, ગણી રમકડું સદા ખેલજે.
રુચે નવ, શમે અગર સકલ બાલભાવો અને
મઝા રમતમાં પડે નવ, તદા તજી દે ભલે.
વિનંતિ મુજ એટલી ઉરતણું શમે વ્હાલ છો,
તથાપિ ફગવી દઇશ નવ, સંઘરી રાખજે.

વિશાળ જગ, માનવી ઉર વિશાળ તેથી ઘણું;
ફરે સતત કાળ, ભાવતણું ચક્ર તેવું ફરે;
રુચે કંઈક આજ, કાલ રુચશે કંઈ, તે જશે;
નવીનતર વસ્તુમાંહીં ઉર માનવી રાચશે.

તને નવલ વસ્તુ વિશ્વમહીં જે દિને સાંપડે
નહીં, ઉરભરેલ વા નવલ તૃપ્તિની ભાવના
પ્રસન્ન ન બને, તદા ગણી નકામું જે સંઘર્યું
ત્યહીં નજર ઢાળજે; નવનવીન સૌ ભાવના
ભરી તુજ ઉરે, થશે સકલ એહ પ્રત્યક્ષ ત્યાં.

# કવિને

: પૃથ્વી :

વિચિત્ર જગમાં ભર્યાં પ્રકૃતિતત્ત્વ કૈં ગૂઢ જે
પ્રફુલ્લ તું કરી બધાં સતત સિંચને, સંગ્રહે;
અને જનકુલે કરે મધુર લ્હાણુ માધુર્યની,
અબૂઝ જન વિશ્વના પ્રકૃતિમાતને વીસરી
અચેતનશું રાચતા, તહીં કરે પુનર્યોગ તું.
'ભરું મધુરતા જગે' હૃદય ધ્યેય એ રાખતો
અહીં અમરપાઠવ્યો પરમ દૂત તું આવિયો;
અમૂલ તુજ જીંદગી, વ્રત અમૂલ, દીક્ષા મહા.

ભરેલ જગમાં કુવાસ કદિ નષ્ટ થાશે ન વા?
અનન્ત અણુ વિશ્વનાં પરિમલે ભર્યાં ફોરશે?
પ્રયત્નફળપ્રાપ્તિની નવ કરીશ એવી સ્પૃહા.
નઠોર જગ છો રહે; ઉર અગાધ શ્રદ્ધા ભરી
સુગન્ધભરિયાં સુપુષ્પ ફળ મિષ્ટની લ્હાણુથી
લઈ અમર કીર્તિ જીવન કૃતાર્થ તારું કરે.

# પરવશ પંખી

: પૃથ્વી :

સુકોમળ પ્રભાતના પરમ નિર્મળા તેજમાં,
ત્યજી સુખદ અંકને જનનિનીંદના ઊડતાં;
કરી મધુરગાન બાલરવિતેજ સત્કારતાં.
સુણી ભયદ શબ્દ માનવીતણા કદી ધ્રૂજતાં,
છુપાઇ અમ કોટરે ઉર ઉરો ગૂંથી ઝંપતાં,
કદી જલવિહાર કે મીલવી ચાંચમાં ચાંચને
અનાજકણુથી અગાધ ઉરતૃપ્તિમાં રાચતાં.

ગયા દિવસ તે સ્વતંત્ર ફરવાતણા વિશ્વમાં,
રહ્યાં સ્મરણ મિષ્ટ માત્ર, ઉરભોમ ના ત્યાગતાં.
અનન્ત નભ ઊડવાં, રતમમોજ માણી, હવે
ગયાં સ્વજનમિત્ર દૂર, હું પડી અહીં પિંજરે
સહું અસહ્ વેદના ઉર ભરન્ત એકાન્તમાં.
વિશાળ જગ તો ય ભોમ મુજ આટલી ! પાંખની
શમી ગતિ ગઈ, શમ્યા ઉર તરંગ ઉત્સાહના.

# કવિતાને

: પૃથ્વી :

વિચારદલ ગર્જતાં સ્મરણવીજની જ્યોત ત્યાં
ઘડી ચમકતી શમે, હૃદય અન્ધકારે ભરે.
તપું જગતતાપથી સતત દુઃખમાં હું ડૂબ્યો.
ત્યજી સકલદુઃખ દૂર પળવા ચહું, બન્ધનો
તદા હૃદયદેહનાં દૃઢ થઇ મને આવરે.
ન મુક્તિ કદિ સાંપડે, અફળ સૌ પ્રયત્નો જતાં
હતાશ, ઉરભગ્ન ગીત મુજ શોકનું આદરું.

રહે હૃદય ઝંખતું મધુરસંગ તારો સદા,
પરંતુ નવ તું હમેશ મુજ પાસ આવી વસે.
તજી સુરભિપુષ્પની સુખદગોદ શાને તને
રુચે રુદિતશોકદુઃખ સહુ ભારને સેવવો ?
અહીં ન કુસુમો હસે, અહીં ન નૃત્ય હર્ષોર્મિનું,
અહીં નભ–વિહાર ના, અહીં ન શાન્તિદા કૌમુદી;
વહે સતત દીન ગાન મુજ એકતારાતણું.

# સાસરે જતાં

: પૃથ્વી :

વિદાય સ્વજનો, પળું પથ પુરાણુ સંસારને
અજાણુ, નવ કૈં લહું સુખ ભરેલ ત્યાં; માર્ગમાં
હશે સુખદ વૃક્ષછાય, જલ નિર્મળાં, હર્ષમાં
ગણો વિહગના કરંત સ્વગાન સત્કારનાં?
પિતાજનનિ, લાડનાં અમૃતવર્ષણે સિંચને
અને ભગિનિભ્રાત, સ્નેહરસલ્હાણુથી સર્વદા
સમૃદ્ધ કરી; દીન આજ બનતી? નહીં, ભાવિનાં
અભેદ જળમાં અનેક નવરત્ન તેજે ભર્યાં
પડે નજર તે તણા અજબજોમ આકર્ષણે
ભરું ડગ, પ્રયાણુ આદરું; મને ઉરે ધારજો.

અનેક દિન નિર્મળા મધુર તેજ-છાયા ભર્યાં
વહ્યા, સ્મરણુ તેહનાં ઉરભરેલ મોંઘાં, સહુ
કરી નયનનીરસિંચન ન શુષ્ક થાવા દઉં
અને નવલજીવને નવલ તેજ—રશ્મિ ભરું.

# જીર્ણ મહાલયને

: પૃથ્વી :

અનેકશત વર્ષ ભૂ પર વસી નિહાળ્યું બહુ;
સખે નહિ સુણાવ કૈં સુખદ ભૂતવાર્તા મને?
વહે તુજ ઉરે અખંડ ઇતિહાસના સ્રોત જે
પ્રગૂઢ, ઉકલે નહીં; મનુજદૃષ્ટિ થાકી જતી.

કહે તુજ ઉરે રમ્યાં મનુજ બાળકો કેટલાં?
અને ગગન ઊડતી નિરખી ભસ્મ એ દેહની?
સમૃદ્ધિ ત્યમ નાશ એ જગતચક્રફેરા સહુ
કંઈક નિરખ્યા હશે અડગ શાન્તિ ધારી હદે.

તને જગતનો વિનાશક્રમ કેમ સ્પર્શ્યો નહીં?
ધર્યું અગર શું ઉરે અમર તત્ત્વ છૂપું કંઈ?
પ્રસાદ પરમાત્મનો પરમ મેળવી તું ઊભો
અમૂલ કથની કહી મનુજચિત્ત ઉદ્બોધવા.

ભલે અચલ તું સદાય અહીં રહે, સહી કાળના
પ્રહાર વસમા સુણાવ ગતભવ્યતાની કથા.

## સ્મરણુ

: પૃથ્વી :

વહન્ત તમ નેત્ર જે ઝરણુ જ્ઞાનવાત્સલ્યનાં
ન શુષ્ક કદિ યે થયાં અધિકક્ષીણુ કાયા થતાં.
અખૂટ તમ આત્મશક્તિ ક્ષરદેહમાં ના શમી,
તજી ક્ષર અહીં ગઈ પરમલોકની શોધમાં.
સમૃધ્ધિ નિજ સાધતા સતત ત્યાં નિહાળી નહીં
કદાપિ શ્રમરેખ, ના શિથિલતા કદી દેહમાં.

સદાય તમ જાન્હવી વહત દીઠ કર્તવ્યની
પવિત્ર કરી બાલમાનસ અનેક ઉજાળતી.
હું યે પુનિત નીરથી સુભગ ધન્ય થૈને હજી
ભણું જગતગ્રન્થનાં અણઉકેલિયાં પૃષ્ઠને.
અનેક મમ માનસે સ્મરણુના તરંગો ઊઠે,
પ્રસંગ મધુરા જૂના હૃદયમાં પુનઃ જાગતા.

ગુરો ! ન અવસાન ઊર્ધ્વ ગતિ આ મહાલોકમાં,
સમર્પું કયમ અંજલી નયનનીર અસ્વચ્છની ?

# અવસાન

: પૃથ્વી :

વહે વિવિધ માર્ગ જીવનનદી મનુષ્યોતણી
મળે જઇ અગાધ વ્યાપ્તસ્થળકાળ ચૈતન્યમાં.
અહીં મરણજીવને સતત સ્રોત ચૈતન્યનો
ન છિન્ન બણુતો; પરંતુ મનુજો મમત્વે ભર્યાં
રહે રુદિત, શોક, દુ:ખ સહુ તાપમાંહીં પચ્યાં.
મમત્વ ઉરનું હતું, પરિણમ્યું બધું શોકમાં,
પરન્તુ મમ શોક એ પરમચિન્તને ડૂબિયો,
હવે સુખદ જ્ઞાનજ્યોતકિરણો ગ્રહી રાચતો.

અનેક ગતજન્મનો સ્મરણયોગ ઊંડો ધરી
ધુરા પરમ કર્મની જગતમાં વહી સર્વદા.
અનન્તપદચિન્તને, હૃદયતત્ત્વનાં પોષણે
સમૃધ્ધ કર્યું આત્મવૃક્ષ ફળ જ્ઞાનભકિતતણે.
શરીર જગ સ્થૂલ મોહ સહુ દૂર દૂરે સર્યો
અને સુખદ મૃત્યુદ્વાર ચિરમુક્તિનું ઊઘડયું.

# સ્મરણોને વિદાય

: પૃથ્વી :

વિદાય સ્મરણો હઉં નવ ફરી કદી આવશો;
થયેલ મુજ દ્વાર બંધ ઉરનાં ન ઉઘાડશો.
રમો જઈ અનન્તમાં નભવિતાનમાંહીં લસો,
જઈ ઉદધિને ઉંડાણુ ઉર શાન્તિ ધારી વસો.

અનેક દિન સંગ આપણુ રહ્યાં, વળી રાચિયાં
સદા સુખદુખો મહીં, સહુ વિસારીને ભૂતના
અગાધ ઉરમાં સુષુપ્તિ મધુરી લહો, ને મને
તજો હૃદયહીનને શરણુ કાળના ગર્તને.

વળી પરમ વ્હાલથી ઉર પટે છબી ચીતરી
સરી સકલ જાવ. આશ ધરવી હવે ના જરી,
અસત્ જગતનું મમત્વ નવ કલ્પને ધારવું,
કરી હૃદય રેખશૂન્ય ગત સૌ હવે ભૂલવું.

વિદાય સ્મરણો ! ન આગમન આ દિશે, આ સ્થળે;
પડે ન પડઘા કદી શ્રુતિપથે, ન અન્તસ્તલે.

# ન જાણું

: પૃથ્વી :

દીઠાં જલધિનાં જલો ઉછળતાં મહાકર્ષણે
પ્રસન્નકર ચન્દ્રના, ગજવતાં મહાગાન કો.
પ્રસુપ્ત મમ અન્તરે જલ હતાં, ઊગ્યો ચન્દ્ર ત્યાં
વહ્યાં વિવિધગાનના નવતરંગ, એ ચન્દ્રને
મથન્ત ઉર સ્પર્શવા, તહીં વિલીન થાવા ચઢ્યા;
પડ્યા કદી વિશીર્ણ નીર – અવકાશ માંહે શમ્યા.

અચાનક તહીં વધે અનિલવેગ ને વાદળો
પ્રચંડ ધસતા શશાંક ગ્રસવા; જગે પાથર્યો
પ્રકાશ સહુ લુપ્ત થાય; જલ ધારતાં કાલિમા,
તરંગગણ શોકભગ્નઉર ઊછળે ને પડે.
સદાય જગ અન્ધકારગ્રસિયું રહેશે, – અને
સદાય રડશે તરંગદલ કારમું, – ચન્દ્રનાં
ફરી કિરણ વારિનાં ઉર ન સ્પર્શશે કોમળાં ?
અગમ્ય ઘટના બધી વિધિરચી ન જાણું કશું.

# મને વિસરશે ?

: પૃથ્વી :

'મને વિસરશે ?' નહિ, કયમ તને વિસારું ? પડ્યાં
ઉરે સ્મરણ વજ્રલેપસમ કેમ તે ભૂંસવાં ?
વિભિન્ન સ્થળમાં પડ્યાં, વિવિધ તત્ત્વ સંસારનાં
ઉરે સકલ સંગ્રહી સફર આદરી, માર્ગમાં
અચાનક મળ્યાં, દિશાપથસુયોગ કેવો થયો !
અને ગગન સાન્ધ્યતેજ ડૂબતાં, કંઇ તારકો
ઊગે ચમકતા, ટપોટપ ફૂટે, મહાવ્યોમને
પ્રભા સુખદથી ભરે; હૃદય તેમ ઊઠે મને
અનન્ત સ્મરણો તમિસ્રપટ ભેદતાં દીપતાં;
વધે અકલ વર્તમાન તમ ઘોર જ્યારે, થતાં
હતાશ નયનો, તદા કિરણ દૂરથી આવતાં
પ્રકાશ જગ પાથરી પથ નવીન દર્શાવતાં.

'મને વિસરશે ?' થશે સ્મરણ લુપ્ત શું આ બધાં !
ન એક અવશેષ રહે હૃદયખંડ ઊજાળવા ?

# તંત્રીઓ

: પૃથ્વી :

ગયા કવિજનો કરી કવિત કેટલાં ચે જગે.
રચી સુભગ કલ્પના, જગજનો સમીપે ન વા
રહ્યા ક્વચિત – તો ય અન્તરવસ્યા સ્વરો ગુંજતા.
વસ્યું જગત અન્તરે કવિતગાન એ ? કેમ ના ?
અમે જ જગ શેકસપિયર્ અગર કાલિદાસો બધા
સજીવ કરી રાખિયા, કવિતભાન મોટું અમે
સદૈવ ઉર ધારિયું, કંઈક મૂલ્યને આંકિયાં.

કબૂલ, કવિતા રચાઈ જગ જેટલી તે થકી
વિશેષ કચરાપટીમહીં પડી હશે; તે છતાં
અમે પ્રગટ જેટલી – જગતને કરે જે ધરી
રહે અમર તેટલી. જગત પાસ કવિ – કાવ્યને
અમે જ ધરીએ. અમે મહત કોણ એ ? પ્રશ્ન શો ?
અમે સકલ માસ – પક્ષ – અઠવાડિકો – દૈનિકો –
તણા પ્રબળ શાસકો, જગત ઓળખે, તંત્રીઓ.

# મધુર સ્વપ્ન

: પૃથ્વી :

પ્રસુપ્ત જગલોક સર્વ, ગણુ પક્ષિના વૃક્ષની
ઘટામહીં સૂતા અશબ્દ સહુ શાન્તિઉત્સંગમાં;
પ્રભાતકિરણો હજી પટ દિશાતણા ભેદતાં
સ્ફુરે ન, રજની હજી જગતવ્યાપતી ના ગઈ.

હું મન્દ પગલાં ભરી તુજ સમીપ આવ્યો; ભમ્યો
વનેવન ન પુષ્પ એક મુજને મળ્યું; ધૂપ ના,
ન દીપ પ્રગટાવવા મુજ કને કંઈ સાધનો;
અકિંચન હું આવિયો. હૃદયભાવ થોડા વહું;
ન તેય ધરવા પદે અગર શબ્દ લાધે મને,
ધરીશ ઉર હું અખંડ, કૃતકૃત્ય તેથી બનું.

પ્રસુપ્ત જગલોક જાગ્રત બને, ગણો પક્ષિના
કરે કિલકિલાટ; શાન્તિ સરતી મહાવ્યોમમાં.
પ્રકાશકિરણો દિશાપટ પ્રસન્નરંગે ભરે;
વિદાય રજની થતાં મધુર સ્વપ્ન જાણ્યું સહુ.

## ઝંખના

: પૃથ્વી :

ભલે તલસતું સદા ઉર રહે, ભલે ઝંખના
વધે અધિક, તૃપ્તિ દૂર પળતી રહે; માર્ગમાં
મળે ન રસપાન; જીવન સૂકાય ને આશનાં
ખરી સકલ પાંદડાં પવનમાં ભલે ઊડતાં.
ઉષા ન પ્રગટે ભલે, સતત રાત્રિમાં હું રમું,
ન માર્ગ નિરખી કદી ય ડગ હું ભરું જીવને.

ભમું, વળી ભમું, કવચિત્ પગ પડે મહાપંકમાં,
અનેક તૃણઝાંખરાં કદિક માર્ગને રોધતાં,
કદાપિ ખરડાઉં કંટકથકી, વહે ખૂન છો.
ન ઠેસ ગણું, કૈંક પત્થર પરે પડે ચાલવું.
કંઇ નિરખવું નહીં પછી શું કામ નેત્રોતણું ?
કંઈ ન સુણવું, કરું શ્રવણને ય શું ? જ્ઞાનનાં
ભલે સકલ બંધ થાય મુજ દ્વાર, હૈયે રહી
શમે ન કદી ઝંખના, ચરણ થંભજો ના વળી.

# દૃષ્ટિપાત

: પૃથ્વી :

ગયાં વરસ મૂર્તિમન્ત બની આજ સામે ખડાં
વદે રસભરી બધી સુખદ ભૂતવાર્તા; રમ્યાં
પિતાજનનિહેતનાં ઝરણુ નિર્મળામાં, ગયું
પ્રસન્ન રસલોલ બાલ્ય રમતું અને નર્તતું.
ફરી વિવિધ ખંડ જીવનતણા નિહાળ્યા ત્યહીં
અનેક નવભાવ, કલ્પન નવાં ઘડ્યાં ને રચી
કંઈ સ્વપનમાળ, સૃષ્ટિ ઉરની, તરંગાવલી;
પ્રસંગ સહુ આજ ચિત્રપટ મૂક ઊકેલતું.

મનોરમ નવો પ્રદેશ સ્થિરચિત્ત રાચું ત્યહીં;
હસે કુસુમ એ સ્મિતો ઉર ભરું, સમીરો વહે
સુમન્દરવ, રશ્મિઓ મૃદુલ તેજનાં, પ્રાણદા
ઝરે સુભગ ચન્દ્રિકા; મધુર તત્ત્વ સૌ જીવને
મને પ્રગટ વર્તમાનમહીં પ્રેમથી વીંટતાં;
ભલે અતલ ભાવિ દૃષ્ટિપથદૂર હો વિસ્તર્યું.

# પંગુ જેવા

: મિશ્ર :

"જોજો સદાયે દૃગ દૃષ્ટિપૂતમ્
સંસારને મારગ માંડવાનું."
આ બોધના શબ્દ અનેક વેળા
આજ્ઞા તણા મર્મ થકી ભરેલા
કાને પડ્યા, જીવનમાં જડાયા.
અને અમે આજ તમે રચેલી
આ ભોમ કેરે પટ પંગુ જેવા
પડી રહ્યા, ના ડગ એક આગે.

વિશાળ છે ભોમ, અનેક તત્ત્વો
તેમાં ભર્યાં; એ સહુ સાંભળીને
આગે જવા ચિત્ત કદીક ઝંખતું
ને પાયને ઊપડવા પ્રબોધતુ;
પરંતુ નિશ્ચેષ્ટ પડી રહેલા
એ પાયમાં ચેતન ના જરી સ્ફુરે.

# માનવ પગથિયાં

: મિશ્ર :

ધરાતલે જીવન જીવવું સદા,
આળોટવું ધૂળમહીં જ સર્વથા,
સંતોષતું માનવ ક્ષુદ્રને એ.
તૂટી વછૂટી, નવ કામ લાગે
કૈં કાષ્ઠની નીસરણી, જલાવી સા;
અપૂર્વ કો નીસરણી અમે રચી.

સર્જાવીને પગથિયાં સહુ માનવીનાં
ને ટેકવી તે પર પાયને સદા
ઊંચે અમારી ગતિને વધારતા.
ના ચીસ, સીત્કાર ન વેદનાના,
તમિસ્રઘેરી નહિ મૃત્યુછાયા;
અમારું કો લક્ષ્ય જરી ચુકાવશે.

પરમ્પરા પગથિયાંતણી જેમ વાધશે,
ઊંચે ચઢી અધિક જીવન એમ ઉલ્લસે.

# સંતર્પણ

: પૃથ્વી :

તને હૃદયથી સુદૂર સરતી નિહાળી કર્યો
વિચાર ઉરમાં, કરું નયન બંધ; આંખો હઠે
ભરી નવ મિંચાય, મૂર્તિ તવ લુપ્ત થાવા હિયે
જરી ન, પણ એ ય ખિન્ન થઇ ભૂમિહૈયે ઢળી.
રસોત્સવ મહા અખંડ તુજ દર્શને માંડિયો
થયો સકલ તે વિશીર્ણ, તુજ ચિત્ત સંતર્પવા
જમાવી બહુ ગાનધૂન વિફલા થઈ તે, પડ્યું
હતાશ ઉર લુપ્તચેતન સમું મહાશૂન્યમાં.

તહીં ગહન ભેદી નૂપુરતણો સુણ્યો આવતો
સુરમ્ય ધ્વનિ પાસ, ગાઢ બનિયો, ઉરે વ્યાપિયો.
ઊઠ્યા ઝણઝણી પછી સકલ તાર હૈયાતણા,
રમ્યા અભિનયે અને હૃદયનૃત્ય માણ્યું. હવે
ભલે સકલ ચેતના, લય સમગ્ર, મીઠા રવો
શમે ઉરમહીં જ; જીવન સમૃદ્ધ મારું થયું.

# સ્થિત્યન્તર

: પૃથ્વી :

સુબદ્ધ સહુ તાર એક દિન ગીત આલપતા,
અનેક ઉરવાદ્ય ગાન કરતાં સુસંવાદમાં;
તરંગ રવના વહી જગ વિશાળમાં વિસ્તરી,
અનન્ત ધ્વનિમાં ભળી, પ્રકૃતિતત્ત્વ સર્વે ભરી,
અખંડ લયધૂનથી પરમ તૃપ્તિને અર્પતા.
ભરી હૃદય મસ્તી વાદક વિસારી ચિત્તે રહ્યાં
અશાન્તિ ત્યમ ક્ષોભ, દુઃખ, પરવાહ જંજાળની
તજી, સતતગાનવર્ષણથી વિશ્વ ભીંજાવતો.

સુબદ્ધ સહુ તાર, ગીતલય કિન્તુ આજે નહીં,
અને ઈતર વાદ્યના સ્વર બન્યા વિસંવાદ આ;
પ્રસન્ન જનચિત્ત ખિન્ન. પલટી ગયું કાં બધું ?

દિગન્ત શમ્યું ગાન, વાદક કયંહીં ન કો જાણતું.
પડી વિવશ તંત્રી મૂક ગતકાલકેરી કથા
કહે જગતને, સુણી નયન અશ્રુ કો સારતું.

# વિલુપ્ત રેખા

: મિશ્ર :

ન ચન્દ્ર તો આંગણુમાં ય આવ્યો,
ઝબૂકતા તારક સૌ ગયા શમી;
અંધારઘેરું નભ ભવ્ય દીસતું,
મારું મનોરાજ્ય વિશાલ ત્યાં ખડું.

એ ભવ્ય અંધારતણે સીમાડે,
મારા મનોરાજ્યતણા જ પ્રાન્તમાં
કો તેજરેખા ઝબકી શમી જતી,
ભૂલી પડી કો સુરસુન્દરીસમી.

અંધારનું પૂર પ્રચંડ વ્યાપતાં
સ્પર્શે ન મારું ઉર તેજરેખ એ;
અસંખ્ય એ રેખતણા કણો કરી
કો વેરતું સર્વ તમિસ્રપુંજમાં.
તમિસ્રનું ના ઉર ભેદિયું જરી,
વિલુપ્ત રેખા થઇ, ના દીઠી ફરી.

# પંખિણી

: ગુલબંકી :

કોણ કહે તું પંખિણી ?
કેમ આવી ઊડતી અહીં સમીપ ?
ક્યાંહિં વાસ તાહરો હતો પુરા ?
જીવને અનુભવો પુરાણ કૈંય છે ભર્યા ?

ભોમ રાન શી પડેલ આ નિહાળ,
એક વૃક્ષ માત્ર ઊભું આ વિશાળ;
તે ય શુષ્ક થૈ જતું દીસે હવે,
પર્ણપલ્લવો ફરી ન આવશે.
અહીં સદાય તાપમાંહિં ઝૂઝવું,
રસે વિહીન આ ધરાથી દાઝવું,
તાહરો ન પન્થ આ દિશે દીસે,
ઠામ શાન્તિનું અહીં ન પામશે.

દૂર ઊડ જા, વિશાળ વિશ્વ આવડું પડયું;
ચિત્તતૃપ્તિ અર્પશે વિરામસ્થાન અન્ય કો.

# અભય

: મિશ્ર :

પ્રચંડ દાવાનલ ભૂમિકંપ વા
ભલે રચે તાંડવ ઘોર ભૈરવી.
હૈયે ભરી નિર્ભયતા અખૂટ મેં
ગુમાવવાનું નવ કૈં વળી રહ્યું.

હૈયે અમોલું ધન સંઘર્યું'તું
ત્યારે થતા'તા ધબકાર બીકના,
સ્વચ્છન્દથી એ સહુ વેડફ્યું; હવે
શમી ગયા સૌ ધબકાર ચિત્તમાં.

મમત્વ આ જીવનની સમૃધ્ધિનું
છેલ્લું હતું, અન્તરતાપથી તે
ગયું વહી પીગળી; આજ હૈયે
ન ભાર કૈં છે વહવો રહ્યો હવે.

ભલે હવે વિશ્વ સમસ્ત ડૂબતું,
દરિદ્રને શો ભય, શું ગુમાવવું?

# ઊડણો

: મિશ્ર :

ભલે તમોને મુજ ગીત રુચતાં,
આસક્તિ મારે ઉર ના વસે જરી.
સીત્કાર જે દુઃખની વેદનાના
ત્યાં ગેયતા શી, કવિતા ય શી વળી?

આ વિશ્વને પન્થ પ્રવાસ ખેડતાં
થાકી જતું દેહનું તંત્ર, હૈયું
થઈ જતાં ત્યાં શ્રમમૂઢ છેલ્લો
નિઃશ્વાસ નાંખે, કવિતા દિસે શું ત્યાં?

પાંખો વિદારી ખગરાજની પછી
ઉત્સાહના શબ્દ વૃથા ઉચારવા:
" તું ઊડ, આકાશ વિશાલ વિસ્તર્યુ;
તને મળી શક્તિ અનન્ત ઊડવા."
એ ઊડણો ઉદ્દયનોસમાં ગણો,
તારીફ એ વા ઉપહાસની કથા?

## રજનીને

: મિશ્ર :

તારે ઉરે તારક કૈં ઝબૂકતા,
આહ્લાદનાં નીર અખૂટ વેરતો
ચન્દ્રે રમે, વાયુ વિશાળ નર્તતો;
ગણો વળી મેઘતણા કુદે રમે
ઉન્માદથી અંતરને ગજાવતા;
ને વિજળી ચેતન પાથરી જતી.

પરંતુ હું દર્શન તાહરા કરું,
અખંડ અંધાર ઉરે ભર્યો ત્યહીં
પ્રત્યક્ષ થાતો. કંઇ ઊંડી ઊર્મિઓ
થતી હશે સંચલને ન તેહનું
જરી દીસે સર્વ રહસ્ય છૂપાં
ર્‌હેશે ઉરે શું? નવ એક પામવા
સમર્થ કો માનવ? જોઇ જોઇ
અગાધ અંધાર વિમાસવું રહ્યું!

# કહ્યું હૃદયને

: પૃથ્વી :

કહ્યું હૃદયને ન એ પથ જઇશ, ત્યાં માર્ગમાં
પડયા પ્રખર કંટકો ડગડગે તને વીંધશે.
ન કોઈ સહચારમાં ય મળશે, તને એકલું
થશે વનવને સદા ભટકવું, ન આરામનો
નિવાસ નજરે પડે પ્રગટ શ્વાસઉચ્છવાસનાં
શમી સકલ સ્પન્દનો મહદ શૂન્યને અન્તરે
જશે. પ્રબલ ચેતનાતણી કસોટી તારી થશે.
પછી ન વળવાય માર્ગ મળશે; બધું ચિન્તજે.

ગયું ઉલટભેર શબ્દ નવ એક મારો સુણ્યો;
હવે નવ ઉપાય, ભોગવ બધી ય એ યાતના.
ન કોઇ સુણવા ય છે રુદિતશબ્દ, શાને રડે?
વૃથા નજર ફેરવે, અહિં ન એક આલમ્બને.
સદા રુદિત, યાતના, દુખદ મન્થનોમાં રમી
પ્રવાસ કર શૂન્યમાં, અગર શૂન્યમાં જા શમી.

# હવે ન વદવું

: પૃથ્વી :

હવે ન વદવું, વૃથા ન ઉરભારને ટાળવા
પ્રયત્ન કરવા; કરી હૃદય મૂક સ્હેવું બધું.
પરિસ્થિતિતણાં પડો નવ ઉકેલવાં, છો જલે
અખંડ દવ તે તળે. પ્રગટ દૃષ્ટિએ જે પડે
અનેક ઝરણાં વહંત ધરણીપટે તે થકી
અસંખ્ય અણુદીઠ ભૂમિઉર સ્પર્શતાં; દાહને
ઘડી શમવતા, ઘડી ન વધવા દિયે; ભોમને
પ્રશાન્તપટ દાખવે; અકલ માનવીનેત્રને.

દિશા વિવિધથી કરો વિવિધવર્ણ આવ્યાં, વસ્યાં
પ્રવેશ મળતાં ઉરે; ચમક દાખવી કૈં શમ્યાં.
પડેલ પ્રતિબિમ્બ દીપ્ત ત્યમ તેજહીણાં થતાં
અને ઇતર તત્ત્વ ગૂઢ અણુજાણ વેશે પળ્યાં.

હવે ન વદવું, સદૈવ ઉરભારમાં રાચવું;
પ્રસન્ન વદને, પ્રસન્ન નયને જગત્ માપવું.

# પ્રત્યાઘાત

: પૃથ્વી :

પ્રસન્ન ઝરણું વહ્યું ગિરિગુહાથી હર્ષે ભર્યું
અદોષ રમતો રમી, નીરખતું વનશ્રી બધી;
વહે સરળ માર્ગ, ભાર ધરણીઉરે ના જરી.
પ્રતપ્ત રવિતાપથી કદિક, ક્ષીણ તો કો દિને
ગ્રહી નિજ ઉરે કરો સુખદ ચન્દ્રનાં, તારકો
તણી મધુર દીપ્તિ, મુગ્ધજલ નર્તતું તેજમાં.

અચાનક ત્યહીં રૂઠ્યાં ગગનગર્જતાં વાદળો
અગાધ વરસાવતાં જળ; પ્રસન્નતા લુપ્ત થૈ,
પ્રવાહ ઝરણા તણો વિકૃત રૂપ ધારી વહે.
અનેક વરસોથી જે તટ પરે ખડું વૃક્ષ કો
પ્રવાતબળથી, પ્રરૂઢ પણ, ભૂમિથી ઊખડ્યું;
પ્રવાહમહીં નીરના કઈંક અન્તરે એ વહ્યું.
પછી વહનમધ્ય એ ઝરણમાર્ગને રોધતું
પડ્યું જડ, રૂંધાય જીવન; વહે વધે તેટલું.

# તને શું કહું ?

: પૃથ્વી :

તને પ્રિય કહું ? સખી કહું ? કહે, કહું શું તને ?
અપૂર્ણ સહુ શબ્દ, ભાવ ઉર જે ભર્યા તે બધા
ન વ્યક્ત કરવા દિસે સબળ એક શબ્દે મને
પછી કયમ રુચે કહે શબ્દ જે રુચે અન્યને ?

ખરે તું મુજ કલ્પના સુખદ, કોમળી પ્રાણદા;
અને તું મુજ જ્યોત તેજ ચમકંત અંધારમાં;
વળી કવિતગાનની તું મુજ દેવી હૈયે વસી
કરે અજબ ગુંજનો મધુર ભાવને પ્રેરતી;

વસેલ મમ માનસે તું મુજ હંસી ને કૌમુદી
વસી નયનમાં અને જગત સર્વ ઊજાળતી;
સુગાન લલકારતી તું મુજ કંઠની કોકિલા
મને જીવન અર્પતી તું મુજ પ્રાણની પ્રેયસી.

કહે સકલ ભાવ આ શબ્દ એકમાં શેં ભરું ?
પછી મુખથી શું કહું ? અચલ મૌન સેવી રહું.

# મુજ નયનમાં

: હરિણી :

સ્થિર નયનથી તેં શું જોયું કહે મુજ નેત્રમાં?
ઉર પ્રજળતા ભાવો કેરી શિખા નજરે પડી
તુજ, અગર ત્યાં આશાઓ સૌ બળી લય જે થઈ
કણુ કણુ કંઈ દીઠા તેના રહ્યા અવશેષના?
હૃદયધબકારે જીવન્તી પ્રલમ્બિત ઝંખના
સતત ઉરનાં ઊંડાણોમાં તરંગ જગાવતી;
જગ સકલમાં ઘૂમી ઘૂમી વળી મુજ ચેતના
નયનદલમાં થાકેલી એ પ્રસુપ્ત પડી રહી;
સ્વપન મધુરાં આવ્યાં કૈં કૈં વિદાય વળી થયાં
નિજ સ્મરણનાં ચિહ્નો મૂકી ગયાં મુજ નેત્રમાં;
વિરમવું હવે, વિશ્વે જોયું બધું, નવ કૈં હવે
નિરખવું રહ્યું એવી ઊંડી વિરાગની ભાવના—

નિરખિયું ભલે આ કૈં ના હો તથાપિ કહે મને
મુજ નયનમાં આંસુધોઈ છબી તુજ છે નવા?

# નયન તાહરે

: પૃથ્વી :

કહું નયન તાહરે નિરખિયું શું મેં મુગ્ધ થૈ?
સમાધિ કંઈ કાલ મેં અનુભવી કહું શી વિધે?
રમન્ત નવ ભાવ, દીપ્તિ નવલી, નવોત્સાહના
તરંગ મધુરા અને પ્રકૃતિચિત્ર સોહામણાં;
મનોરમ ક્ષણો વિલીન થઇ ભૂતને વ્હેણ જે
વસે સકલ જીવતી નયન તાહરે. વિશ્વમાં
પ્રવેશ તુજ નેત્રદ્વાર થકી મેં કર્યો, સ્પન્દનો
ઘણાં અનુભવ્યાં, પ્રકાશ મુજ નેત્રમાં આંજિયો.

સમૃદ્ધિ તુજ નેત્રસંઘરી નિહાળી સૌ ને સર્યો
ઊંડાણ ઉરને; અતૃપ્ત મુજ ચિત્ત જે શોધતું
ત્યહીં ય મળ્યું તે ન, આશ હત થૈ પડી, ઉદ્‌ભવ્યો
ઉરે વિફલતાપુકાર શ્રમમૂઢ નૈરાશ્યનો.
અરે નિરખિયું બધું પણ છબી કદી માહરી
વિશાલ તુજ નેત્રમાં ન નજરે પડી કો ખુણે.

# સ્રીશક્તિ

: મિશ્ર :

બ્રહ્માંડના જેમ કણો અનેક
નક્ષત્રમાળા, ગ્રહ તારલા સહુ
અદીઠ કો શક્તિથી પ્રેરણા ગ્રહી
પ્રવાહમાં કાળ તણા વહી રહ્યા;
તેવા વહે માનવના ગણો અહીં
સ્રીશક્તિથી જીવનકાર્યમાં મચ્યા.

એ શક્તિની ઝાંખપ તેજની થતાં
સંસારને આંગણુ અન્ધતા થતી;
એ શક્તિનાં તેજ–પ્રતાપ ઝીલતાં
સંસારમાં અજબ માનવતા પ્રકાશતી.

ભલે ભર્યાં હો બલજોમ પૌરુષે,
અને જગત્‌તંત્ર પ્રતાપ પૌરુષે
પરંતુ સ્રીત્વે મૃદુતા અપાપ જે
તેમાં જ સંજીવનશક્તિ છે ભરી.

# હું

: ગુલબંકી :

હું ઉદાર, હું ગભીર, બુદ્ધિમાન સર્વથી,
તેજવાન, કીર્તિમાન, કૈંકવાન; કેટલા
ગુણો ગણાવું જ્યાં સમગ્ર છે ગુણો હુંને વર્યા!
ગફલતી મહીં વદું હું તો ય વેદવાકય તે;
સિંહગર્જને શમે જ શબ્દ અન્ય પ્રાણીના;
વેદવાકય પાસ અન્ય વાકય શી વિસાતમાં?
હું ગુણો રચું ખચું, હું મૂલ્ય આંકું માનવી,
હું જીવું, જીવાડું અન્ય, હુંથી વિશ્વ સર્વ ધન્ય.

તુચ્છ વિશ્વ, તુચ્છ ધર્મ; નીતિસૂત્ર તુચ્છ સર્વ,
તુચ્છ છે સમાજ, ક્ષુદ્ર વ્યક્તિ તુચ્છ હું ગણું.
હું જ છે વિશાલ, હું મહીં શમાય તે તું સર્વ;
અન્ય ના પ્રતિધ્વનિ ભરંત હું સમગ્ર વિશ્વ.
જીવ હું જ, શિવ હું જ, હું જ આ જગત્ વળી
હું સિવાય કૈં ન આ પરમ્પરા હુંની ખડી.

# અમે

: પૃથ્વી :

રડી, જગતઅન્તરે રુદિત એ અમારાં તણા
પ્રતિધ્વનિ સુણાય વા નહિ, સદાય શોચ્યું અમે;
હસન્ત, જન અન્યને ઉર વસ્યું ન વા હાસ્ય એ
સદા નિરખવા ભરી ઉર અતૂઠ એ ઝંખના.

અમે શબ્દના કવિ; ન ઉરના, ન જીવન તણા.
પલેપલ રમન્ત ભાવ ઉરના અને માનવી-
જગત્ ફરતું ચક્ર જેમ હડસેલતું તેમ, ના
અખંડ જગને ઉરે અમ ઉરે કદી વા રમ્યા.

સમક્ષ નિરખી વિલાસ કંઈ રેખ સૌન્દર્યના
ન મૂઢ, નહિ સ્તબ્ધ લીન થઈ એ વિલાસે ઢળ્યા.
કર્યા વિફલ યત્ન સૂક્ષ્મ ગણી સ્થૂલ આલેખવા
વહાવી ઉરભાવને સતત વૈખરીમાં રમ્યા.
અમે કવિતડું રચી હૃદયને મનાવી રહ્યા,
તમે કવિત જીવતાં હૃદયને જીવાડી રહ્યાં.

# શબ્દજાળાં

: મિશ્ર :

ભલે અમારાં સહુ ગાન ના રુચે
ને સ્પર્શે ના કાવ્ય તણો ય અન્તરે;
છતાં સમૃદ્ધિ ભરી જીવને જે
અમારી આ અક્ષરમાળ સર્વને
ઝંખાવતી, ભાવભરેલ તે બધી.
રડ્યું હસ્યું અંતર કૈંક વેળા
તે સર્વને ઊર્મિની પાંદડીમાં
ભરી તમે સૌરભ કો અપૂર્વથી
ખિલાવીયું જીવનપુષ્પ મોંઘું.

અમે અમારી ઉરપાંદડીની
સુવાસને વિશ્વઅરણ્ય વેડફી;
શમી, હવે મૂક રહી જ વેદના;
તથાપિ જાળાં રચી શબ્દ કેરાં
એ જાળમાં જીવનને રમાડતા.

# મને શરણુ લે

: પૃથ્વી :

મને શરણુ લે, હવે જગતનાં વનો ઘૂમવા
ન શક્તિ મુજ દેહમાં, હૃદયમાં ય ઉત્સાહ ના.
ભમ્યો વિવિધ ઘાટ, કાલતણી ખંજરી વાગતી
તહીં પ્રકૃતિતત્ત્વ નર્તનવિલાસમાં રાચતાં;
તરંગ મુજ માનસે કંઈક ઉદ્દભવ્યા, વિશ્વનાં
વટાવી સહુ દ્વાર કાલનટરાજને આંગણે
સર્યા, સ્થલ સમાધિનું નવ મળ્યું; હવે જીવને
શમી સકલ ઝંખના, વિરમવા રહી વાંછના.

સુરેખ મુજ કલ્પને પ્રગટ મૂર્તિ સાન્દર્યની
મળી તું જગમાં હવે નવ રહ્યું કંઈ ઢૂંઢવું.
સુકોમલ તું ભાવના, તું મુજ કલ્પનાદીવડી,
તું માનસવિહારિણી અચલ પૂણુમા આત્મની,
મને શરણુહીનને શ્રમિતચિત્તને દોરજે,
લઈ શરણુમાં ગણી સ્વજન દીન ઉદ્ધારજે.

# તને શું અરપું ?

: પૃથ્વી :

તને શું અરપું હવે? સકલ વૈભવો વેડફી
અકિંચન બન્યો નવીન ધન પામવા શક્તિ ના.

તને જ ધરવા હતાં સકલ ગીત મેં સંઘર્યાં
અને કવિતપાંદડી તુજ લટે હતી ગૂંથવી.
પ્રકાશ તુજ માર્ગને હૃદયઝંખના દીપનો
સદૈવ અજવાળતો પ્રગટજ્યોત રાખ્યો હતો.

કઈંક દિન તાહરા રટણમાં ગયા, ગીતના
પ્રલમ્બ લય સા શમ્યા, કવિતપાંદડી જો બધી
વિલાઈ ગઈ, પ્રાણહીન થઈ ભૂમિહૈયે પડી;
ન દીપ જલતો રહ્યો, પથ ભરેલ અંધારથી.

હવે તુજ ઉરે કહે શું પ્રગટી દયા? દીનનો
અસહ્ય ઉપહાસ ક્રૂર કરવા અગર આજ તું
તમિસ્ર ઘન ભેદતી મુજ સમીપ આવી? ભલે;
મને ન પરવાહ; દુઃખ મુજ અર્પવા કાંઈ ના.

## સન્ધ્યા

: મિશ્ર :

આકાશને ચંદરવે નિશા ઘણી
નિહાળી; ત્યાં તારક ચન્દ્ર તેજને
વેરી શમે કૈં ચમકાર દાખવી,
ને સૂર્યનાં તેજ પ્રચંડ જોયાં.

પરંતુ આજે સહુ તેજમૂર્તિઓ
તણા લઈ અંશ ઘડેલ જેહને
તે સન્ધિકા આ મુજ ભોમ ઊતરી;
અપૂર્વ તેજે મુજ ચિત્ત સ્પર્શતી.

"સન્ધ્યા તણો તો ક્ષણનો પ્રકાશ છે,
ત્યાં દીર્ઘ આનન્દ કયહીંથી લાધશે?"
વદે જનો એમ ભલે મને હવે
પ્રકાશ કો દીર્ઘ તણી ન ઝંખના.
સન્ધ્યા સદા આ મુજ જીવને રમે
પ્રકાશ છો અન્ય કદી ન ઉદ્ગમે.

## જીવન

જીવે ભલે માનવ કૈંક વર્ષો,
તથાપિ ના જીવન જીવતો સદા;
જે જે ઘડી અંતર ચેતના સ્ફુરે
છે એટલી જીવનની ઘડી ખરી.

તો કૈં આ જિંદગીની પળવિપળ જતાં શોક શાને વહેવો?
જીવી લીધું જરા તો, અધિક અધિકનો મોહ શો ધારવાનો?

## ઉરતૃપ્તિ

વર્ષામહીં જે જલભારથી ભર્યાં
આકાશમાં વાદળ ઘૂમતાં ઘણાં,
કૈં ગર્જતાં ને જલ સીંચતાં કંઈ;
વિશેષ મીઠી ઉરતૃપ્તિ ગર્જને
કે નીરના સિંચનમાં થતી હશે?

## જાહેરખબરને

: મિશ્ર :

વર્ષો વહ્યાં કાળ તણા પ્રવાહમાં
અસંખ્ય, ને જીવનદિગ્ અમારી
ફરી હશે ચક્ર અનેક. આજે
તત્ત્વો ઘણાં જીવનને ટકાવતાં
ને પોષતાં, તેમ સમૃદ્ધિ અર્પતાં;
તે સર્વમાં તું નવરૂપધારિણી
નવા નવા વેશવિલાસવાહિની
શાં નિત્યનાં નર્તન દાખવીને
રમી, રમાડે જગલક્ષ્મીને તું.

કાલોઽસ્મિ એ ભવ્ય સ્વરૂપ લોકની
શી ઉન્નતિ વા ક્ષય સાધતું હશે
તે જાણીએ ના, પણ એ સ્વરૂપની
પૂજા અમે મુદ્રિત પત્ર પત્રના
કરી રહ્યા અક્ષરબોલ સર્વમાં
ને ત્યાં વસી પ્રકૃતિશી સહુ અક્ષરોને
તું ગૂંથતી ચેતન અર્પતી વળી;
પ્રત્યક્ષ એવી અમ પૂજને સદા
તું કાળશી ભવ્ય મહાપ્રવાસિની.

કળા ધરી તારી સવારી આવતી,
રંગો તણાં મિશ્રણથી નવી નવી
ક્ષણે ક્ષણે સુન્દરતા સજાવતી
આકર્ષતી ચિત્ત સદાય આજે.
કળા ય સેવા નિજ અર્પતી તને
સુધન્ય થાતી તવ પાદપંકજે.

જાહોજલાલી તુજ ભૂતકાળની
જ્યારે પ્રવર્ત્યો ન નિષેધ મદ્યનો,
તું ગટ્ગટાવી મદિરાની બાટલી
પ્રમત્ત થૈ નેન ઘુમાવતી અને
સવાર થાતી કંઈ પત્રપૃષ્ઠપે;
સવારી એ ભવ્ય હજીય હું સ્મરું.

બેકાર કો આશ્રય તાહરો લઈ
કૈં યાચવાને તુજ પાસ આવતો,
તેને પટાવી ગજવામહીં જે
રહ્યું સહ્યું તે પણ હાથ ધારતી;
બેશક્ ક્વચિત વ્યાજ સમેત અર્પતી.

અને સિનેમા નટ ને નટી તણી
કીર્તિધ્વજા સર્વ દિગન્ત ઊડતી
તારા જ જાદૂથી; તથૈવ વેળ કો
"જશું કયહીં? ફિલ્મ કઈ નિહાળશું?"
એ પ્રશ્ન ચર્ચા પતિ સાથ દેવી
કરે અને દેવ વિમાસણે પડે,
તે વેળ તારી અમૃતાક્ષરી મહા
અંધાર એ પ્રશ્ન તણો વિદારતી.

શી ભવ્યતા એ અમૃતાક્ષરી તણી!
કલાપી કેરી કવિતા ઝબૂકતી,
ને ના. દ. કેરી વળી ભવ્ય ભાવના
વા કાન્તકેરી લયમાધુરી ત્યહીં;
કદીક તેમાં ઇતિહાસ ફિલ્સુફી
કલા તણાં સૂત્ર અનેક ઉદ્ભવે.
અપૂર્વ સાહિત્ય રચાયું તાહરા

ભક્તો થકી તે કયમ હું ઉવેખું?
ત્યાં લોક વિદ્વાન તણા ન ભેદ ક
મજર ને મૂડી તણાં ન ઘર્ષણો
શી ધન્યતા! શી નવ ભવ્ય સૃષ્ટિ!

ને કેમ ભૂલું?
સેવા તણી તારી અપૂર્વ ભાવના!
તું આર્ત આ માનવજાત કેરી
દયા ધરીને ઉર, ઔષધોની
હિમાલયે જૈ જડીબુટ્ટીઓની
સિદ્ધિ વળી કૈંક પ્રસાદ–મંત્રની
લૈ આવતી જીવનધન્યતા સમી.

કલમ – કિતાબો તું વિના બધા ય આ
અંધારમાં આથડતા પડ્યા રહે,
જરીક તારો પણ સ્પર્શ થૈ જતાં
પ્રકાશ પામે સ્ફુરણા ઉરે ભરી.

ને પત્રકારો, તુજ સા ઉપાસકો
તારું કરે સ્વાગત અન્ય વસ્તુને
વિદાય દૈને, તુજ સેવના કરી
જરીક જો માનવજાત વેદના
શમાવતા, જીવન જીવવાને
જે જોઇતું તે કદિ કૈંક આપતા
તો ધન્યતા જીવન કેરી માનતા.

તું ક્યાં વસે? ક્યાં નહિ તું વસંતી?
તું પૃથ્વીકેરે પટ વિસ્તરેલી
વિહાર તારો જળના તરંગપે
તું તેજમાં જીવન ગૂંથણી રચે
ને વાયુમાં નર્તન તાહરું દીસે
આકાશમાં યે અમૃતાક્ષરી રચે.

આ પંચભૂતો રચી સૃષ્ટિ સર્વમાં
તારો મહાયોગ બધે પ્રવર્તતો.
એ યોગથી તું દૃઢધીર પૃથ્વીશી
ને ચંચલા તું જલના પ્રવાહશી
તું તેજ જેવો ચમકાર ધારતી
ને વાયુશી વેગવતી બની રહી
આકાશશો ભવ્ય સદાય ભાસતો.

ને માનવીજીવનક્ષેત્ર વિસ્તરે,
પ્રભાવ તારો ત્યમ વાધતો દિસે.
મહાપ્રજાઓ તણી ઉન્નતિમાં
ઉદ્યોગ ને દેશ તણી સમૃદ્ધિમાં
તારું જ સામર્થ્ય પ્રવર્તતું બધે.

નમો નમઃ, કાળ અનન્ત જેવો
દિશા વળી જેવી અનન્ત તે સમી
અનન્ત થૈ જીવનને રમાડજે,
ઉદ્ધારજે, સર્વ સમૃદ્ધિ અર્પજે.

# મન્થન

: પૃથ્વી :
: મિશ્ર :

"ઊઠે વિવિધ દુઃખના કરુણ સૂર સર્વે દિશા
ભરી; અસહ ભૂખથી કણુસતાં રીબાતાં કંઈ
પડે અવનિપે, મરે; કયમ ક્ષુધા અરે એ શમે!
વિલાપ કરુણાભર્યાં, જનનિબાલનાં ક્રન્દનો
ભરે શ્રવણને, ભરે હૃદયને, ભરે નેત્રને.

આ સાંભળી દુઃખવિલાપ વિશ્વના
હૈયે ધગે હાય કદી ન બૂઝતી,
શીટાડવા દુઃખ વસુન્ધરા તણાં
ઊંડી ઊંડી આશ સદાય ઝૂરતી.

શરૂ થયું આ જગચક્ર ક્યારે
ને માનવીનાં દુખની પરમ્પરા
ક્યારે શરૂ થૈ, નવ કાંઈ સૂઝતાં
એ દુઃખના કારણને વિમાસતું
હૈયું બિચારું નવ કાંઈ પામતું."

કહે કવિજનો વિચાર સહુ આ અને આ સમા
અનેક ઉર જાગિયા;
જગે પ્રગટ બુદ્ધને, ઈસુ તણે ઉરે, ને બીજા
અનેક પયગમ્બરો, જગત તારવા જે મથ્યા
સમર્પી નિજ દેહસૌખ્ય, ધનધામ ને આત્મને.

સૌ શોધવા દુઃખનું મૂળ સંચર્યાં,
ઉદ્ધારવા આ જગ કંટકે ભમ્યા;
મથ્યા કંઈ તત્ત્વ નવીન પામવા,
અંધારને સાગર તેજ શોધવા.

કહે કવિજનો વૃથા નવ પ્રયત્ન એ સૌ ગયા.
ગ્રહ્યું નવલ તેજ, મંત્ર નવલા સુણ્યા, વિશ્વને

સમૃદ્ધ કરતા ગયા પરમ ધામમાં; માનવી
તણાં દુખની ઓષધિ અજબ કૈંક આપી ગયા.

શું સત્ય, શું જીવન, દુઃખ શું વડું,
શું આત્મ ને શું પરમાત્મ છે વળી?
સંસારમાં માનવ આત્મ ઊતર્યો,
શી રીત એ બન્ધનચક્રમાં પડયો,
ને આ જગત્ ચક્ષુ સમીપ જે ખડું
તે શેં રચાયું, રચનાર કો ન વા,
સામગ્રી શી એ રચનાતણી બધી?
ને દ્વન્દ્વ આ દુઃખસુખો સમાં વળી
શેં જન્મિયાં, શેં લય પામશે સહુ?
કૈં પ્રશ્ન આવા જગને મુઝાવતા
એના લખી ઉત્તર કૈંક તે ગયા.
એ ધર્મના કે વળી ધર્મપંથના
સંસ્થાપકો સર્વ પ્રસિદ્ધ વિશ્વમાં.

થયું તદપિ આજ શું જગત મુકત દુઃખો થકી,
અને રુદિતના સ્વરો શ્રવણુમાં ન શું આથડે?
શમ્યાં સકલ ક્રન્દનો? ગઇ શમી બધી યાતના?
થયો જગતશોકભાર હળવો જરી યે દીસે?

શું માનવી ગ્રન્થ વિવેચનો ભણી
ને બોધના શબ્દ અસંખ્ય સાંભળી,
ભણીભણી ભાષ્ય અનેક નીતિનાં,
સૂત્રો વળી જીવનધર્મ શોધતાં,
તજી દઈ પાશવતા ઉરે ભરી,
સંપૂર્ણ છે માનવ આજ થૈ ગયો?
ઇર્ષ્યા અને દ્વેષ શમી ગયાં બધાં?
હિંસા તણા ભાવ બધાય પીગળી
ગયા? અને હીન અનેક તત્ત્વો

જેથી ઉઠે દુઃખતણી પરમ્પરા,
વિલુપ્ત એ વિશ્વથકી થયાં બધાં?

'હા' ઉત્તરે ચિત્તથી શે સરે, વા
મુખેથી શે ઉચ્ચરવી, જગે જ્યાં
દવાગ્નિ પ્રત્યક્ષ દીસે ભભૂકતો!

આ લાલસા, આ ધનભૂખ, લોહીની
તૃષા અહીં, પાશવતાવિલાસ આ;
ને દીનનાં ચૂસણુશોષણો આ;
દરિદ્રનાં દુઃખદ ક્રન્દનો શાં!
અસત્ય ને કૂટ પ્રપંચ કેરાં
જાળાં રચ્યાં માનવબુદ્ધિવિસ્તર્યાં!
આ દમ્ભનાં પૂજન ધર્મનીતિમાં!

સત્તાતણા શોર પ્રમત્ત ગાજતા,
પ્રજા પ્રજાનાં હજી વેર જાગતાં,
નિર્દોષનાં રક્તથી ભૂમિ ભીની
હજી થતી. શસ્ત્ર નવાં નવાં સજી
સંહારવાનાં જગ ઘેલછામાં
સંહારના તાંડવમાં વિલાસતું.
સંઘો રચ્યા જાતિ કુટુમ્બ કેરા
વિશાળતા અન્તરની જગાડવા,
પોષાય ત્યાં યે લઘુતા જ આજ તો;
ને માનવી અન્તર હીન તત્ત્વનો
કરી કરી સંગ્રહ હર્ષ પામતો!

નમોઽસ્તુ કવિવારસો સકલ વ્યાસવાલ્મીકિના
કહો, જગનું કેમ મન્થન શમ્યું હજી ના, અને
ન મન્થન શમે ભલે પણ સદાય વિષઝાળ શે
ત્યહીં પ્રગટી એકલી સતત આ હજી બાળતી?
ન રત્ન કંઈ અન્ય એ મથનમાં કદી સાંપડે?

# પૃથ્વીનો માલિક

: મિશ્ર :

આ ઝૂંપડી, આ વનરાઈ, આંગણું
આ; ત્યાં વસી જીવનવર્ષ કેટલાં
તેં કાળના સાગરમાં સમર્પ્યાં
તેની ઉરે તેં ગણના કદી કરી?

આ પૃથ્વીની પીઠ વિશાળ છે વળી
ને માનવીના કંઈ જૂથ તારા
જેવા જ સૌ જીવનમન્થનોમાં
રમ્યાં રમન્તાં અણજાણ છે પડ્યા.
જે વાયુથી શ્વાસ સદૈવ તું ગ્રહે
તે કૈંકને ન્હાણ સમર્પી આવતો,
ને દૂર દૂરે વસતા પ્રદેશના
કૈં માનવીશ્વાસ ગ્રહી ય લાવતો;
ને તારકો સૂરજ ચન્દ્ર સૌ વળી
આકાશને મંડપ આવતાં જતાં
પ્રકાશ અર્પે; ન તને જ એકને,
અનેકનાં જીવન તેજથી ભરે;
જે ભૂખ ને દુઃખની વેદના વળી
તને દમે, અન્ય અનેકને દમે;
ને અશ્રુઓ જે તુજ નેત્ર ખેરવે
એવાં ખરી અશ્રુ અનેક નેત્રથી
આ ભૂમિ હૈયે લય પામી જતાં.

ક્હે તેં કદી આ સઘળી વિચારણા
ધરી ઉરે? આ નવખંડ પૃથ્વી
તણા કદી ભાગ અનેક કો કરે
તો એકનો માલિક તું સૃજેલ છે
એ શોચિયું તેં કદી ચિત્ત તારે?

# નર્મદને

નર્મદ ભડવીર! કહી ગરવી ગુજરાતનું ગીત તું ગાઇ ગયો;
નરવીર! અધીર બની સુખનાં શમણે ભ્રમણે રળિયાત થયો.

અણહિલ પાટણના રંગ અભંગ
જૂની વીરતા ને વિદ્યા કેરા પ્રસંગ
સધરા જેસંગ તણા પડછંદ

ગગડે નવજોરથી ઉન્નતશોરથી એવા મનોરથ પ્રેરી ગયો.
ગઇ રાત પુટન્ત પ્રભાત શકુનનાં ચોઘડિયાં ગગડાવી ગયો.

ગઈ રાત અમારી? પ્રભાત થયું?
ખુણે ખાંચરે તેજ શું રેલી રહ્યું?
કૂડાં બન્ધનોનું જાળું તુટી ગયું?

અરે! આજે ય આ અન્ધકારભરી દિશ કંટકકાંકરે ભોમ ભરી
કોણ સાફ કરે, દિનરાત લડે અને આખડે અંતર વેર ભરી.

વિધવાની આંખે હજી આંસુ ભર્યાં
એનાં કંકણકેશ પીંખાઈ રહ્યાં
એનાં દાઝતાં અંગ દઝાડી રહ્યાં

હજી લગ્નના કુંડમાં બાલિકાબાલ ગભૂડાં હોમાય સુવેશ સજી
કૈંક માત ને બેનને કકકાનું આંકનું જ્ઞાન હજી ગુજરાતે નથી.

નાતજાતની બેડિયું જો ખખડે
જંન ભોળા પાખંડીને પાય પડે
હજી દોરાધાગા કૈંક હાથ ગળે

પાછો આવ તું લાવ નવું કંઇ જોમ અમારી આ ભોમ બનાવ નવી
ગરવી કહી તેં છો, દીસે વરવી; જયગાનની વાણ શેં ઉચ્ચરવી?
જયગાનની વાણ શેં ઉચ્ચરવી?

# પ્રકૃતિનું ગીત

કોણે જગાડી મને જીવનની ઝંખના?
કોણે સંસારમાં ધકેલી રે?
મારે શાં જીવન ને મારે સંસાર શા?
હું તો અનન્ત ને અકેલી રે

વદે સ્વજન જન્મ મેં અહીં ધર્યો વિકાસે પછી
વળી; અવ હું માનવી; સકળ સંકળાયેલ એ.
પ્રતિક્ષણ અરે અનેક મુજ જન્મ છે થૈ ગયા,
અને ક્ષણ ક્ષણે હજી ય નવજન્મ થાતા, થશે
ભવિષ્યમહીં તેમ; જન્મગણના કરું શી વિધે?

જન્મ અને મૃત્યુ તણાં દ્વાર રચ્યાં માનવે
આવું ને જાઉં, રમું ત્યાંય રે
દ્વાર તણો સ્પર્શ મારા દેહને દીસે થતો
હું તો અલિપ્ત છું સદાય રે.

જીવનની જાળ મારી સ્પર્શતી અનેકને
મુજને ન સ્પર્શ જરી થાય રે
ઊર્ણનાભ જેમ જશે અન્તરે શમાઇ એ
જન્મમૃત્યુ સર્વ ત્યાં વિલાયરે.

## સપનું

મીઠી રે નીંદરમાં મને સપનું રે લાધ્યું
અન્તર ઝબકીને જાગ્યું રે
સપનું રે લાધ્યું.

વણુ રે બોલાવ્યું કોણુ આંગણુ આવ્યું
કોણે ચેતન આ રેલાવ્યું રે
સપનું રે લાધ્યું.

ધરતીને ખોળે મારાં નેન ઘેરાણાં
મનને ખોળે કોક જાગ્યું રે
સપનું રે લાધ્યું.

સૂતા રે સંસારી બધે આભ અંધારાં
અન્તર એકલું જાગ્યું રે
સપનું રે લાધ્યું.

# અન્તરને દ્વાર

આવી મારે અન્તરને દ્વાર
મેના ટહૂકતી
કોણે એને દેખાડ્યાં દ્વાર
મેના ટહૂકતી.

બંધ હતાં બારણાં પ્રસુપ્ત હતી ઊર્મિઓ
જીવન ધબકાર હતો નીંદરે જરી પડ્યો
છેડતી શી ચેતનના તાર
મેના ટહૂકતી.
ખૂલે જરી વાસેલાં દ્વાર
મેના ટહૂકતી.

દ્વાર ખૂલતાં સવેગ ધસતો ટહુકાર એ
જીવન જગાડતો, ન કોઈ રોધતું હવે
વ્યોમ ભરી રમતો ટહૂકાર
મેના ટહૂકતી
બંધ હવે થાતાં ના દ્વાર
મેના ટહૂકતી.

# દૂર ઊડી જાજે

આવી તું ઊડતી આ ઠાર,
દૂર ઊડી જાજે હો પંખિણી.
બેસવા ન વૃક્ષ તણી ડાળ,
દૂર ઊડી જાજે હો પંખિણી.

સૂકાયાં વૃક્ષ બધાં સિંચન ના સાંપડ્યું
ઝાંખરા ભરેલ શુષ્ક કંટકવન આ પડ્યું
તત્ત્વ એક આંહીં ના રસાળ
દૂર ઊડી જાજે હો પંખિણી.

ચેતના વિલાય અહીં જીવન મીંચાય છે
તેજના કરો તમિસ્રથી અહીં બુઝાય છે
જીવનનું દર્શન કરાલ
દૂર ઊડી જાજે હો પંખિણી.

નિત્યનો ઠર્યો છે અહીં કાળ
દૂર ઊડી જાજે હો પંખિણી.

# જીવનને ઝબકારે

જીવનને ઝબકારે રે
કાંઈ ચેતનને ચમકારે રે
ઊડી મારી નીંદરૂં હોજી.
ધરતી પર મેં માંડ્યા ધીમે ધીમે પાય
જીવનને ધબકારે રે........

કાંટાકંકર ખૂંદ્યા રે મેં ખૂંદ્યા રણુપગથારને હોજી
પગલે પગલે પન્થ લાંબેરો આ જણાય
જીવનને ઝબકારે રે........

આભની પારે રે મેં ઊડી નજરૂં માંડિયું હો જી
અંતર ઝંખે મુગતિનાં પામવાને બાર
જીવનને ઝબકારે રે........

દુનિયાના ડાહ્યા રે લેખે એને ઝાંઝવાં હો જી
મારે સાચાં પીવાં એ નિરમળ નીર
જીવનને ઝબકારે રે........

આજ ભલે અંધારાં રે મારગ મારે પાથર્યાં હો જી
ઊગશે ત્યાં ઝળહળતા તેજના અંબાર
જીવનને ઝબકારે રે........

# જીવનદીવી થાજે

આભથી છોને તેજ ઝરે ના
કોડિયામાં ભલે તેલ મળે ના
મારગ દૃષ્ટિએ કોઈ પડે ના;
જીવનદીવી થાજે
તું મુજ જીવનદીવી થાજે.

તારે તેજે મારું અન્તર જાગશે
કારમી વિશ્વભૂતાવળ ભાગશે
પાય મારે નવું ચેતન આવશે;
જીવનદીવી થાજે
તું મુજ જીવનદીવી થાજે.

અન્તરમાં હજી જોમ ભર્યું કંઈ
ગીત ગાવા હજી સૂર ભર્યા કંઈ;
હર્ષ, ઉલ્લાસ ને ચેતનને દઈ
સાંભળનાર તું થાજે
તું મુજ જીવનદીવી થાજે.

# ઊડજો

ઊડજો વીંઝી અનન્તનાં આંગણાં રે
વીંઝે જયમ વીજલ ઝબકાર જો
ઊંચે રહેવું ને ઊંચે ઊડવું રે
ઊંચે કરજો આત્મવિહાર જો
દૂરથી જોજો અમારી ભોમને રે.

નીચી ભૂમિ તણા અમે માનવી રે
ના કૈં ઊડવાના અભિલાષ જો
કોક દિ' જાગે તો અન્તર ઝંખતું રે
પછડાતું ધરણીપગથાર જો
ઊડવા શાનાં અમારે આભમાં રે.

વ્યોમ વસનારનાં ઊંચાં ઊડવાં રે
જોઈને રાચિયે અન્તર માંહ્ય જો
ઊડતાં જોશું અનન્તમાં અન્યને રે
એટલો ય અન્તરમાં સન્તોષ જો
અમને ઈર્ષ્યા જરી ન દઝાડતી રે.

આભને આરા નથી દૂર ઊડજો રે
પન્થમાં આવશે નહિ અવરોધ જો
દૂર દૂર જાતાં ભૂમિને ભૂલશો રે
અન્તર એકલું રહેશે રોઇ જો
રોશું રોશું ને જોશું ઊડવું રે.

# ધરતીને હૈયે

ધરતીને હૈયે
માનવી રે
ખેલે આળપંપાળ.
ધરતીને ખોળે
માનવી રે
ખેલે આળપંપાળ.

અજવાળાં દેખી એની આંખ્યું રે દાઝે
એ તો અંધારે ગોથાં ખાય
દોરડું દેખે ત્યાં એને ભોરીંગ ભાસે મોટો
ડરી ડરીને એ પાછો ધાય
ધરતીને........

આભના કિનારા જોવા, ધરતીના આરા જોવા
મહેલ ને મિનારામાં આવાસ
રમતું રમીને એવી જનમ જનમ ખુવે
ભૂલે આતમના ઉજાસ
ધરતીને હૈયે........

# મોરલો

આંબા કેરી ડાળે રે
આવી બેઠો મોરલો હો જી
મોરલાને અન્તર ઊઠે ટહૂકાર
આંબા કેરી........

આંબા કેરી ડાળે રે
લૂમે ઝૂમે કેરિયું હો જી
એમાં ઝૂલે આંબાનો અન્તરભાર
આંબા કેરી........

આંબા કેરી ડાળે રે
વાયુ આવે ડોલતો હો જી
ધીમી ધીમી વાતું કરીને વહી જાય
આંબા કેરી........

આંબા કેરી ડાળે રે હો
પંખીનાં ગણ પોઢતાં હો જી
મોરલા અન્તર ઝંપ ન જરાય
આંબા કેરી........

બેઠો બેઠો જુવે રે
જુવે રુવે મોરલો હો જી
મોરલાને અંતર ડૂબે ટહૂકાર
આંબા કેરી........

# બીજું હું કાંઈ ન માગું

આપને તારા અન્તરનો એક તાર
બીજું હું કાંઈ ન માગું.
સુણજે આટલો આર્તતણો પોકાર
બીજું હું કાંઈ ન માગું.

તૂંબડું મારું પડયું નકામું
કોઈ જુએ નહીં એના સામું;
બાંધીશ તારા અંતરનો ત્યાં તાર
પછી મારી ધૂન જગાવું.
સૂણજે આટલો આર્ત તણો પોકાર
બીજું હું કાંઈ ન માગું.

એકતારો મારો ગુંજશે મીઠું
દેખશે વિશ્વ રહ્યું જે અદીઠું;
ગીતની રેલશે એક અખંડિત ધાર
એમાં થઈ મસ્ત હું રાચું.
આપજે તારા અન્તરનો એક તાર
બીજું હું કાંઈ ન માગું.

# ટિપ્પણ

**કવિને :** [પૃ. ૧] માનવ જીવનમાં કવિતા ન હોત તો ? એના પરમ પ્રકાશ વિના જીવન કેટલું નિસ્તેજ હોત ! આજના યંત્રવાદના કોલાહલમાં કવિવાણીની મહત્તા કદાચ ન સમજાય અને ઉપયોગવાદીઓ એની અવગણના કરે, પણ માનવતાને અભિનવ આદર્શો આપી ઉન્નત પથે જવા પ્રેરનાર કવિની પ્રતિભા છે; એ પરમ સત્ય છે. શ્રીયુત મેઘાણીના અનુવાદગીત—'કેમ ગમે ?'—માં પૂછાયેલા પ્રશ્નોનો ઉત્તર અહીં આપણને મળી રહે છે. દીવડો = પ્રતિભા—કવિત્વનો.

**આંખ અમારી:**—અજ્ઞાન અને મોહના આવરણોને લીધે અમે સાચો માર્ગ જોઈ શકતા નથી. અમને તારી પ્રેરણાદૃષ્ટિ આપજે. **મોતને બાઝે**= જીવનકલહથી થાકી જઈ માનવી મોતને વળગતા જાય, એ સ્થિતિ.
**ઘારણ** = ગાઢ નિદ્રા, દુઃખદીનતા માનવજીવનની સર્વ સુંદરતા સુકોમળતા હરી લે અને માનવી જડદશા અનુભવે તેવી અવસ્થા.

**કાળની આગળ ધાજે:**—કવિ અને ફિલસુફ કાલના પુરોગામીઓ છે. એમનાં આર્ષદર્શન અનેક યુગો પછી થનારી ઘટનાનું પ્રત્યક્ષ નિરૂપણ કરી શકે છે. સાચો કવિ કેવળ વર્તમાન સમયનાં આંદોલનોને વાણીમાં ગૂંથી લેતો નથી—ભાવિનું આર્ષદર્શન એનાં ગીતોમાં ઉતારે છે. મહાકવિ કાલિદાસનાં કાવ્યો આજે પણ પ્રેરણારૂપ થઈ પડે છે તે આથી જ. **ઘૂંટી ઘૂંટી** = રંગને જેમ ફરી ફરીને ઘૂંટવામાં આવે તેમ એ વધારે ઘટ્ટ બને. પ્રજાજીવનની આશાઆકાંક્ષાઓને સમજી તેનું ફરી ફરી ચિંતન કરી કવિ જે ગીતો રચે તેમાં સાચું કવિત્વ આવે, નહિ તો અસહકારને વખતે પ્રગટ થતી તેવી અણઘડ કૃતિઓ રચાય. **અદ્રિ** = પર્વત. **ગીત તો માનવ બાલનાં ગાજે** = આકાશ, પર્વતો, તારા અને ચન્દ્ર—આ સર્વ પ્રાકૃતિક વિભૂતિઓનાં ભલે કદી કદી કાવ્યો રચે—તારા કલ્પનાવિહારો ભલે યથેચ્છ હોય. પણ તું માનવતાનો કવિ છે એ ન ભૂલતો અને તારી વાણીમાં માનવીના હૃદયભાવો ઉતારજે. પણ આ બંધને શા માટે ? એથી જ કવિ આખરની પંક્તિમાં કશા પણ સંકોચ વિના છૂટથી પોતાની હૃદયોર્મિઓ ગાવાનુ જણાવે છે.

**મને કોઈ બોલાવે:** [પૃ. ૨] માનવીનાં સુખદુઃખનાં ગીતો સાંભળવામાં કવિ નિમગ્ન છે. અચાનક મધુર વિક્ષેપ પડે છે. એ સામાન્ય એકધારી પ્રવૃત્તિમાંથી છોડાવતા દૂર સુદૂરથી સ્વરો આવે છે. ક્ષણવારના આવા મધુર વિક્ષેપમાં નિત્ય પ્રવૃત્તિને વધારે સમભાવ અને ઉત્સાહથી વધાવી લેવાની પ્રેરકતા રહી છે. માનવબાલનાં ગીતો સાંભળવાં અને ગાવાં કવિને ગમે છે, એ જ એમની અવદાત માનવતા.

**કોઈ** = કોઈ અગમ્ય અને અદૃષ્ટ તત્ત્વ. જીવનની એકાદ ધન્ય ક્ષણે આપણને એની અધૂરી—એથી જ મધુરી—ઝાંખી થાય. એના અનિશ્ચિત રૂપમાં વધારે આકર્ષણ રહ્યું છે. **આગળા ઊઘડે** = એ અવાજમાં એવું અદ્‌ભુત આકર્ષણ છે કે ઉરના આગળાઓ આપોઆપ, પોતાની મેળે, ઊઘડી જાય છે. **મહાજાળ** = જાળની જેમ માંહે માંહે ગુંથાયેલા અનેક માર્ગોની પરંપરા – ભારે ભૂલભૂલામણી.

**વાદળીને :** [પૃ ૩] **ભોમ ધખે** = ઉનાળાના સખત તાપથી ધરતી બળે છે. **વિતરજે** = આપજે. **ચેતન અર્પે મુજ** = મારાં કરમાતાં કુસુમોને નવી તાઝગી આપે એટલા જ જળની માગણી કરું છું. માનવીના વ્યવહારોમાં આવી સંતોષવૃત્તિ હોત તો ! **વ્યર્થ** = મારી માગણી નિષ્ફળ જાય છે માટે. **તું ઊભે** = નજર આગળ તું ન હોત તો કશું દુ:ખ ન થાત, પણ તું સમક્ષ ઊભી હો છતાં મારાં ફૂલો કરમાય એ સ્થિતિ જ દુ:ખદ છે. **દૃષ્ટિદોર** = દૃષ્ટિ રૂપી દોર. **અંધાર વરસતો** = દૃષ્ટિ પણ હવે તને નીરખી શકતી નથી. અને અંધકાર – નિરાશા – સર્વત્ર વ્યાપી રહે છે. આવી પ્રબળ નિરાશામાં પણ કવિ ફરી યાચના કરે છે. કવિનો આશાવાદ એવો અદમ્ય છે.

**સાહિત્યસ્રષ્ટાને :** [પૃ. ૪] પ્રણાલિકાને અનુસરી જૂના જગતમાં રાચતા સાહિત્યકાર સમક્ષ પુનરુત્થાનકાલના વ્યક્તિ તથા રાષ્ટ્રના બહિરંતર જીવનના અનેક અણખેડાયેલા પ્રદેશોનો કવિ નિર્દેશ કરે છે. **અણતૂઠ** = તૃપ્ત ન થયેલી–અપૂર્ણ રહેલી. **સમૂદ્રતલગૂઢમૌક્તિકસમૂહશી** = સાગરના ઊંડાણમાં અણદીઠ પડી રહેલાં મોતીના સમૂહ સરખી. **તપોધનસમૃદ્ધ** = તપ એ જ ધન–કર્મધારય–તે વડે સમૃદ્ધ. **નીતિ–ત્યાગ** = નીતિ અને ત્યાગ. પ્રાચીન ભવ્ય આર્યસંસ્કૃતિનાં એ સ્મરણો ભલે ભૂતકાલનાં હોય પણ સાહિત્યકાર આજે એ જાગ્રત કરી વર્તમાનમાં આત્મભાન જગાડે એ આવશ્યક છે. **પ્રબુદ્ધ** = જાગ્રત. **રજ** = પ્રમાદ, જડતા. વર્તમાન યુગની આશા અને આકાંક્ષાઓ, ઉત્સાહ અને ઉલ્લાસ મૂર્તિમંત કરતું આ શબ્દચિત્ર સુરેખ અને સુંદર છે. ભૂતકાળના ભવ્ય પ્રદેશો અને વર્તમાનના વિવિધ વિપ્લવો જ નહિ પણ અદીઠ ભાવિનાં સ્વપ્નો સાહિત્યકાર સમક્ષ ઉપસ્થિત થાય છે. **નવ જ્ઞાનસત્ર** = પ્રતિદિન આગળ બઢતું વિજ્ઞાન નવા નવા જ્ઞાનપ્રદેશો ખુલ્લા કરે છે. **જનો વિશ્વના રમે જનની અંક** = ઉજ્જવલ ભાવિનું કેવું આશા ભર્યું આલેખન ! વિગ્રહ અને વૈમનસ્ય ન હોય; શાંતિ અને સંપ હોય; અને બધા માનવીઓ અરસપરસ હળીમળી આનન્દતા હોય. ભલે આજે આ ફિલસુફ કે કવિનું સ્વપ્ન ગણાય પણ એ જ આવતી કાલનું સત્ય છે. **સમુજ્જવલ—ખડું** = આ સુંદર ભવ્ય સ્વપ્નનો સાક્ષાત્કાર વિશ્વને પૌરસ્ત્ય સંસ્કૃતિ કરાવશે. વિશ્વરાષ્ટ્રમાં આપણા દેશનું ગૌરવયુક્ત ઉન્નત સ્થાન કવિ નીહાળે છે.

**સાગરને :** [પૃ. ૫] સંવાદમાં–એકતાલમાં. **આવા સમૃદ્ધિપ્રમાદમાં–** અનેક સરિતાઓને અન્તરમાં શમાવી–પરકીય ધન હરી તું સમૃદ્ધ થયો. આજે એના અભિમાનમાં બીજા તરફ તું બેપરવાહ બની શા કારણે મ્હાલે છે? **તરંગ–નર્તન ગર્જને** = તરંગોના નૃત્ય અને ગર્જના વડે. કદાચ સાગર પોતાની અઢળક સંપત્તિ દેખાડી અભિમાનને સંતોષવા – શ્રીમંતોની જેમ – બોલાવતો હોય! **સંતપ્ત ઉરને**—દુઃખીનાં દુઃખ દૂર કરવામાં જ સંપત્તિનો સાચો આનન્દ છે. **ઉપહાસ તોયે ના ઘટે**—ભલે હું દીન હોઉં, મને મારી નિર્ધન દશા વ્હાલી છે– તને તારી સંપત્તિ પ્રિય હશે; તેથી પણ વધારે ગૌરવયુક્ત દીનતાની મશ્કરી કરવી તને યોગ્ય નથી.

અન્યોક્તિનું સરસ ઉદાહરણ.

**પૂછો સાગરને :** [પૃ. ૬] હૃદયમાં જાગતાં અનેક આંદોલનોમાંથી ઘણાં-ખરાં તો અણદીઠ શમી જતાં હશે. એ અદીઠ ઊર્મિઓ – વિચારો – મન્થનોની હકીકત હૃદય વિના કોણ જાણી શકે? **ડૂબે છે સૂર્ય૦**—પ્રકૃતિની વિવિધ તેજોમય વિભૂતિઓ સાગરમાં રાસ રમવા આવે છે. અને સાગરતરંગો એની સાથે સંવાદમાં તાલ આપે છે. **આભ મહીં——અખંડ** = અખિલ આકાશ સમુદ્રના ઊંડાણમાં ઊતરે છે. જલમાં પડતાં પ્રતિબિમ્બોનું કેવું સુભગ આલેખન! **અબોલ ગૂઢ ગોઠડી**—અનન્ત મહાસાગર અને અનન્ત આકાશ મળે છે–ઉર ઉર આલિંગન કરે છે અને એ વિશ્રંભમાં બન્નેનાં હૃદય મૌનગંભીર મીઠી વાતો કરે છે. **યુગયુગનાં** = હૃદયમાં શુભ અને–અશુભના–તેજ તિમિરના પ્રચંડ સંગ્રામ સદા મચે છે. આ ઊંડાં મનોમંથનની યાતના સહતાં ઊર્મિઓ જાગે છે. કાવ્યમાં સાગર પ્રસ્તુત છે પણ એમાં હૃદયની એવી જ સ્થિતિનું વર્ણન ગમ્ય છે.

**કલમને :** [પૃ. ૭] મહાન નર નર્મદે–વીર નર્મદની પ્રતિજ્ઞા જાણીતી છે જ. પણ હું તો ન બેફામ થૈ–મારી પરિસ્થિતિ અને આત્મભાન ભૂલી તથા તારા વાસ્તવિક સ્વરૂપને વિસરી કેવળ તારા આશ્રયે જીવન ગાળવાની ભૂલ તો હું નહિ જ કરું. હૃદયના ભાવો વાણીમાં વ્યક્ત કરવાની વૃત્તિનું પ્રતિક કલમ. **ભલે સહચરી ન તું** = મારી સર્વ આરાધના અફળ ગઈ–તું વશ ન બની. આખરે, મેં તારો અનાદર કર્યો. બુદ્ધિના આ નિર્ણયને હૃદયે ન માન્ય રાખ્યો. તારા તરફનું આકર્ષણ–મમત્વ ઓછું ન થયું. તું ભલે સહચાર ન આપે પણ હું તો તારો સંગ રાખવાનો. "પણ હું તો ન બેફામ"–ઇત્યાદિ પંક્તિનો વિચાર અહીં પલટો ખાય છે. અહીં જણાતા વિરોધનું શમન કવિ બુદ્ધિ અને હૃદયના વિરોધી વલણના સમન્વયથી કરે છે. લાગણીના આવેગથી બેફામ બન્યા વિના કર્તવ્યનિષ્ઠાથી સાહિત્યપ્રવૃત્તિ કરતા રહેવાની–કલમનો સહચાર સાધવાની–શાંત વૃત્તિમાં કાવ્યનો ઉપસંહાર થાય છે.

**વીજળી :** [પૃ. ૮] **જરી** – ક્ષણવાર માટે એ પ્રકાશ રહે છે તેથી. **પરોવતી**—ફૂલો જે રીતે દોરામાં ગૂંથીએ તે રીતે તરંગોને વીજળી પ્રકાશતંતુ વડે પરોવે છે. **કાળા ઘનઘોર દુર્ગ** – ગાઢ અન્ધકારનાં ન ભેદી શકાય તેવાં આવરણો. **માર્ગ કો જણાય ના**—આવી આવી ને શમી જતા વિજળીના પ્રકાશ અન્ધકારને ન ભેદી શકે ત્યાં માર્ગ શી રીતે દેખાય? **ભયથી ભરી ભરી**—ભયનું વધારે તીવ્ર ભાન કરાવી. **તેજના કટાક્ષ તીક્ષ્ણ**—એકાએક ચમકતી પ્રકાશની તીણી ધારના પ્રહાર. તેજનાં તીક્ષ્ણ કિરણો – અંધારે આવરેલાં નયનો સહી શકતાં નથી અને અન્ધકાર પણ ખમાતો નથી. કેવી વિષમતા! જીવનમાં પણ કો વિરલ ક્ષણે દિવ્ય જ્યોતિ–રેખા દેખાય, એનાં દર્શન થાય – ન થાય – ત્યાં તો એ લય પામે; પણ એ ક્ષણિક પ્રકાશ સનાતન જ્યોતિનું સ્મરણ કરાવી અન્ધકારનું ભાન કરાવે એ ઓછું આશ્વાસન નથી.

**ઉરે જ વસજે :** [પૃ. ૯] **અસાવધ રહ્યો**—લક્ષ ન દીધું. **બન્ધે** – બન્ધ પણ. **અધિકાર** – હૃદયમાં પ્રવેશ કરવાનો. **અશબ્દ** = એક પણ શબ્દ બોલ્યા વિના. આ પાંચ પંક્તિઓમાં કવિ હૃદયમાં અદીઠ પ્રગટ થતી પ્રતિભા – પ્રેરણા – નું સુંદર ચિત્ર રજુ કરે છે. **અમોઘ** = સદા સફળ – કદીય નિષ્ફળ ન થાય તેવી. **કર્યો અધિક દીન** = મારી પાસે બીજું કશુંય ધન ન હતું. હતાં માત્ર થોડાં ગીતો; એ પણ તેં હરી લીધાં. **ભોમ નિજમાં પરાધીનતા**— મારા મનોરાજ્યમાં આજે તો મારે તારા શાસનને અધીન – તાબે – થઈ રહેવાનું. આવા પરાભવમાં જ કવિત્વનો વિજય છે.

**ગીતવીરામ :** [પૃ. ૧૦] ગીતરચના અટકી પડે છે એ સ્થિતિનુ આલેખન અહીં થયું છે. દેહમાં અને આત્મામાં એક પ્રકારની જડતા પ્રવેશી છે. શાથી? અન્તમાં વર્ણવેલા વિષાદનું આ પરિણામ હોય એમ લાગે છે. **વિરામ ઉર** = ગાન છોડી દે. વિરમ–ક્રિયાપદ જોઈએ. **અમૂઝણ** = હૃદયોર્મિના પ્રબળ આવેગને–ઊંડા અન્તઃક્ષોભને ઉરમાં જ શમાવી રાખતાં ઉપજતી અસ્વસ્થતા. **તમા** = દરકાર. ગીતવિરામનું આ પણ એક કારણ. **જ્વાલા** = અમૂઝણની– અસ્વસ્થતાની. **ને ચેતના અંશ** = હૃદયવ્યાપી વિષાદજડતા પ્રેરણાના ચેતનાંશને —ચીનગારીને પણ હોલવી નાખશે. **અચેત જે——માનજે** = પ્રેરણાજ્યોતિ પામતાં મૃત્યુ સરખી જે ચેતનારહિત ગહન શાંતિ વ્યાપી રહે તેમાં સર્વથા એકરૂપ થતાં કૃતાર્થતા અનુભવજે. **જેને સમર્પ્યાં** = જેનાં ગીતો ગાવાં હતાં તે દીન પીડિત માનવતાના હૈયામાં ઉગ્ર દાવાનળ સળગી રહ્યો છે. એ અગ્નિ જરા પણ શમાવવાની શક્તિ ન હોય તો ભલે આ બધાં ગીતો અટકી પડતાં – અનન્ત શૂન્યતામાં શમી જતાં. ઉદાસીનતા – વિષાદ – નું કારણ આ કર્તવ્યભાન.

**ઉરપ્રવૃત્તિ :** [ પૃ. ૧૧ ] વાદ્ય એક જ છતાં એનાં ગીતો અણુસરખાં હોય. શાથી ? વગાડનારા જુદા જુદા અને દરેકના ઉરભાવ પણ જુદા જુદા, અનુભવ, શક્તિ, અને વાદનકલામાં વ્યક્તિગત ભેદ, આથી ગીતોમાં ભિન્નતા આવવાની. બાહ્ય પરિસ્થિતિ, વિવિધ વિચારબળો અને યુગનાં નિરનિરળાં આંદોલનોની અસર હૃદય પર ઓછા વધતા અંશે થયા વિના રહેતી નથી. આવાં બાહ્ય તત્ત્વોનું કવિએ અહીં વાદક અને યાત્રી રૂપે વર્ણન કર્યું છે. વિચાર – લાગણી – કલ્પના ઉરવાદ્યને થોડી ક્ષણો વગાડી પ્રવાસી માફક પાછાં ચાલ્યાં જાય છે એથી એમને યાત્રી ગણ્યાં છે. **સ્વર કોમલ** = મનુષ્ય સ્વભાવમાં પણ ત્રણ ગુણ રહેલા છે ને. **ગાનસ્રોત** = ગીતપ્રવાહ. **નિશ્ચેષ્ટ** = અચેતન–જડ. કાવ્યના દ્વિતીય ખડમાં એ જ કથન અન્ય દૃષ્ટાંત દ્વારા સમજાવ્યું છે. **ત્રિવિધ માનવભાવ** = આવી આવીને વહી જતા મેઘની પળે પળે પલટાતી છાયાના જેવા ભિન્ન ભિન્ન અસ્થિર માનવભાવો. **પ્રવાહે કાલના** = સમયનો પ્રવાહ સતત વહે છે અને નવાં નવાં પરિવર્તનો–ફેરફારો થયાં જ કરે છે. માનવઉર શું માત્ર આરસી જેવું જ ?—નહિ જ. નિરનિરાળી અસર ગ્રહી તેનો આત્મવિકાસ અર્થે વિનિયોગ કરનારી શક્તિ પણ ઉરમાં રહી છે.

**વિષમતા :** [ પૃ. ૧૨ ] વિષમતા – વિસંવાદ – અણુસરખી અવસ્થા. **શરદ આભમાં** – શરદ ઋતુના વાદળાં વિનાના આકાશમાં. **પુરાણ** – દુઃખની દીર્ઘ કથા. **વ્યક્ત કરવા** = જણાવવા. **પૃચ્છા** = પૂછવાની વૃત્તિ. **અહો ક્યહીં જવું ?** = માનવીની ગતિ–સ્થિતિની અનિશ્ચિતતા સૂચવે છે. **પરિચિતે** = ઓળખીતું પણ. **પ્રવાહ બલપૂર શેં રોકવું**=ભિન્નભિન્ન દિશામાં ખેંચી જતા બલવાન પ્રવાહના ધોધને શી રીતે અટકાવવા ? **ભિન્નપ્રકૃતિ** = જુદા જુદા સ્વભાવના. **તોષવા** = સંતોષ આપવો. **અભેદ તહીં દુર્ગ** = આનન્દ – ઉલ્લાસની આડે આવતા ન ભેદી શકાય તેવા અવરોધો – વિઘ્નો. **ગાઢ શોક-તિમિરે** = અત્યન્ત શોકરૂપી અન્ધકારથી. **પ્રકાશ ન મળે** = ઉરવેલનાં ફૂલો ખીલે – ન ખીલે – ત્યાં ખરી પડે છે કારણ કે પ્રકાશ મળતો નથી અને રસનું સિંચન પણ કોઈ નથી કરતું.

**અહીં** = આવી વિષમ પ્રતિકૂળ પરિસ્થિતિમાં. **જલદઘોધ** = ધસી આવતાં મેઘનાં જૂથો. **સમુદ્રજલ ઊછળે** = સાગરના તરંગો ઉછળતા હોય ત્યાં નાવ અહીં તહીં અફળાતું રહે. જીવનની અસ્થિર દશાનું રૂપક દ્વારા વર્ણન કર્યું છે.

**વસન્તને :** [ પૃ. ૧૪ ] વસંત–ઉલ્લાસ અને નવચેતનની ઋતુ. **કાલ-ખંજરી** = કાલ પુરુષની ખજરી – યુગ જીવનમાં જાગેલા અભિનવ આંદોલનોનું સૂચન કરે છે. **ઉરસુતા** = ચિત્તમાં પોઢી રહેલા. **કરાંગુલીસ્પર્શવિલાસે** = સ્નિગ્ધ સુકોમળ સ્પર્શે. **નવનવીન રસ ભરિત** = નિત્ય અભિનવ – નવા નવા – રસથી ભરેલા. **પરાગે** = સુગન્ધે.

**પ્રાણસંચાર :** [પૃ. ૧૫] નવજીવનના આવિર્ભાવનું ઉલ્લાસમય ચિત્ર આ કાવ્યમાં દોરાયું છે. **રુક્ષ** = શુષ્ક – નીરસ. **દેવી** = કાવ્યદેવી – પ્રેરણા. **જલગર્ભ** = શીતળ. **સંજીવની** = નવું જીવન આપનાર ઔષધ. **તેમાં જ જીવનનિમજ્જન......** = સકલ જગતમાં વ્યાપી રહેલી ચેતનામાં – નવજીવનમાં – મારું સમગ્ર જીવન એકરૂપ બની જાય એ મારી માગણી છે. 'ગાનવિરામ' માં – 'તેમાં જ જીવનનિમજ્જન ધન્ય માનજે', એ પંક્તિ સાથે આ પંક્તિ સરખાવતાં ઉરપ્રવૃત્તિની વિષમતા પ્રત્યક્ષ થાય છે.

**મૂક કવિને :** [પૃ. ૧૬] **દ્યુતિકર** = પ્રકાશનાં કિરણો. **ગૂઢ** = અદીઠ. **સ્મિતમધુર** = સ્મિત વડે મધુર. **વર્ષાના ગગને** = વર્ષા ઋતુના સમયે આકાશમાં. **દુર્ગમાં** = વાદળાંના સમૂહમાં. **અશબ્દ** = વાણીરૂપ ધારણ કર્યા વગર – અબોલ. કવિના આ મૌનનું કારણ શું? શું ગીતો સાંભળવા જગત પાત્ર – લાયક – નથી? કે કોઈ દુઃસહ બન્ધ – અવરોધ – ગાતાં અટકાવે છે? **મુગ્ધ** = સરળ. **ચિત્તવિલોલ** – ચિત્તમાં વિલોલ – ઉત્સુકતાથી જેનાં મન અસ્થિર થયાં છે. **વ્હેતાં નીર પ્રચંડપર** = એવો એકપણ દુર્ગ નથી – બન્ધ નથી જે પ્રચંડ વેગથી ધસી આવતા ઊર્મિપ્રવાહને રોકી રાખે. તારું ચિરમૌન તોડી કાવ્યપ્રવાહ વ્હેવા લાગશે.

**દુનિયા દવે બળે હો :** [પૃ. ૧૭] ભજનના જૂના ઢાળમાં રચાયેલા આ ગીતમાં અર્વાચીન યુગની એક વિશિષ્ટ વિચારણા કવિએ વ્યક્ત કરી છે. વિશ્વમાં વ્યાપી રહેલાં અશાંતિ, અન્યાય, વેરઝેર, હિંસા આદિ તત્ત્વોનો 'દવ' શબ્દ નિર્દેશ કરે છે. **યુગયુગ——હોલાણાં** = વિશ્વના અન્તરમાં સદા સળગતા આ ઉગ્ર દવાગ્નિની જ્વાળા અનેક યુગો વીત્યા છતાં ન શમી – અનેક સાધુસન્તોએ આત્મબલિદાન આપ્યાં તો પણ એ ન બુઝાણી. **રુધિરઝરણ** = લોહીની નદીઓ. **તર્પણ** = શાંતિ. હિંસાનો અગ્નિ કદી પણ હિંસા દ્વારા શમતો નથી. **વિશ્વભૂખ્યા** = આખા જગતનું ભક્ષણ કરવા માગતા. **મહાકાળ** = મહાપ્રલય જેવો આ દાવાનળ. **અન્તરદાહ** = અન્તરની આગ. ચન્દ્ર અને તારકો જેવાં બાહ્ય તત્ત્વો ઉપર ઉપર જરાતરા શાંતિ વાળે પણ ભીતરને – અન્તરના ઊંડાણને – ભીંજાવી ન શકે. **અમૃતઘનો** = અમૃત–મેઘો. સ્પર્શ અને દૃષ્ટિ વડે અમૃત વરસાવ્યાં તેની અસર પણ જતી રહી. અમૃત–ઘનોનું સિંચન સાધુપુરુષોની અમૃતવાણીનુ સૂચન કરે છે.

**એકાકિની :** [પૃ. ૧૮] આ કાવ્યમાં જીવનસાથીને શોધતી કોઈ એકાકિની મુગ્ધાનું શબ્દચિત્ર કવિએ દોર્યુ છે. **શૂન્યમાં જોતી** = સંસારનાં સુખદુઃખ ભૂલી પોતાની વિચારસૃષ્ટિમાં કેવળ નિમગ્ન બની દિવાસ્વપ્ન નિહાળતી. **વિપ્રયોગે**=વિયોગે. **ચિત્રાવલી——નિહાળતી** = વિરોધાભાસી—? શૂન્યમનસ્ક છતાં ભાવિના ફલક

પર ચિત્રોની પરંપરા નીરખી રહી છે. **તદ્રૂપ** = તન્મય. **લલાટમાં——ઉકેલવા** = જે સ્મરણોની લલાટપર રેખાઓ તરી આવે છે તે સ્મરણોનું રહસ્ય સમજવા. **અગમ્ય** = અકળ – ન સમજાય તેવું. **ને દૂર તો યે........** = જે આશાનાં કિરણો અસ્વસ્થ દશા હરી લે છે તે પ્રાપ્ત થવાને ઘણી વાર છે તો પણ એ આધારભૂત તત્ત્વને સમક્ષ નિહાળે છે. આશાનું દર્શન થતાં મધુર સંતોષનું સૂચન અભિપ્રેત છે.

**દ્વયસાધના :** [ પૃ. ૧૯ ] એકાકિનીના અભિલાષ સફલ થયા—લગ્ન જીવનમાં પ્રવેશતી કોઈ મુગ્ધાના મનોભાવ અહીં આલેખાયા છે. **દ્વયસાધના** = દંપતી જીવનની સિદ્ધિ. **સ્નિગ્ધનેત્રા** = સ્નિગ્ધ – ભાવભીનાં – છે નેત્ર જેનાં. **દિશાના દ્વારને——કિરણો વડે** = દિવાસ્વપ્નની દશા સરી જતાં અદીઠ ભાવિનાં સ્વપ્ન નિહાળે છે. **સંસ્મરણો** = સુખદ સ્મૃતિઓ. આ બે પંક્તિ મુગ્ધાના અંતરની પ્રસન્નતાનું સૂચન કરે છે. **ભાવિપ્રદેશે——ધરાવતી** = એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં દાખલ થવાની અસાધારણ દશાનું સુભગ ચિત્ર. **આત્મનિમજ્જને** આનન્દ સમાધિમાં ડૂબી. **સંજીવની** = નવજીવન આપનાર ઔષધિ.

**અપ્સરાઓનું ગીત :** [ પૃ. ૨૦ ] હૃદયની વિવિધ વાસનાઓનું મૂળ સ્વરૂપ—પવિત્ર અને ઉજ્જવલ. માનવ સ્વભાવમાં રહેલી દિવ્યતા સંસારના સંપર્કથી કલુષિત બને છે-તેના પર રજ ચડે છે. આ આવરણ સરી જતાં ફરી એ પ્રગટી ઊઠે **માનવ ઉરમંથનો** = મનુષ્યના હૃદયમાં મચતી અથડામણો. સાગરમંથનમાંથી અમૃત અને વિષ બહાર આવ્યાં; હૃદયમંથનમાંથી સુખ અને દુઃખ, આનન્દ અને શોક જન્મ પામે. **દિવ્યતેજ વેષ** = સંસારના સંપર્કથી ચઢેલાં આવરણો દૂર કરી મૂળ હતાં તેવાં ઉજ્જવલ સ્વરૂપ ધારણ કરી અને ઊડી જશું.

**તેજને મારગ :** [ પૃ. ૨૧ ] પૂજ્ય નરસિંહરાવ ભાઈના અવસાન નિમિત્તે આ ગીત રચાયું. **ઓ રે પ્રવાસી !** = આ જીવનનો ત્યાગ કરી સનાતન ભવ્ય જીવનમાં પ્રયાણ કરતા આત્માને સંબોધન. **જ્યોતિષ્પથ** = પ્રકાશમય માર્ગ. **જીવન સાચું——ગણ્યું** = સ્મરણસંહિતાના તત્ત્વદર્શનનો આ ચાર પંક્તિમાં નિષ્કર્ષ છે. મૃત્યુ મિથ્યા છે–ભ્રમ છે. અહીં કે પરભોમમાં જીવન એ જ સત્ય છે. આ જીવનમાંથી ઉન્નત ભવ્ય જીવનમાં પ્રયાણને મૃત્યુ કોણ માને? મૃત્યુનું અસ્તિત્વ જ નથી. નરસિંહરાવભાઈ આ જમાનાનાં ઋષી પણ એમની આ વિશેષતા–એમની સાધના સર્વ માનવીના કલ્યાણ માટે, કેવલ પોતાના શ્રેય માટે નહિ. **વિશ્વમાં વ્હાલાં——જગે કપરી** = અનેક ભક્તોનાં જીવનચરિત્ર આ કથનનું પ્રતિપાદન કરશે. **આતમ આંચ અડી ન જરી** = અનેકવિધ સાંસારિક આપત્તિઓ અને દુઃખો સહન કરવા છતાં પૂ. નરસિંહવરાભાઈની આત્મશ્રદ્ધા કદી ડગવા પામી ન હતી. **વસંત** = જીવનની સુખમય ઉલ્લાસભરી યૌવનાવસ્થાનું સૂચન

કરે છે. **ચેતન તોય જરી ન સર્યાં** = વૃદ્ધાવસ્થામાં માંદગી અને અશક્તિમાં પણ પૂ. નરસિંહરાવભાઈનું આત્મનૂર કદી ઝાંખુ પડયું ન હતું. **કર્દમ** = કાદવ. **કળણ** = ઊંડા ઊંડા ઊતરી જવાય તેવી કાદવવાળી જમીન. 'કર્દમભૂમિ કળણ ભરેલી' એ પ્રેમલજ્યોતિમાં આવતી પંક્તિનું અહીં સ્મરણ થાય છે ને પ્રકાશપથે આત્મા ગતિ કરે છે ત્યાં આવાં કળણો નથી. **એ જ વિરામની ભોમ ખરી** = એ અમર ભૂમિમાં એમના આત્માને ચિરંતન શાંતિ મળો.

**પ્રવાસ :** [પૃ. ૨૨] **અન્તરનાં અજવાળાં** = શોકનિરાશાના અંધકારને દૂર કરનાર પ્રકાશ. **શોકઘેનનાં——ડૂબ્યાં** = શોકના તીવ્ર આવેગમાં ચિત્તની શાંતિ, પ્રસન્નતા સરી જાય છે. સમવિષમ સ્થિતિ અને દુઃખો અનુભવતા માનવીની સંસારયાત્રાનું અહીં વર્ણન છે.

**તારલી :** [પૃ. ૨૩] **સંગમભોમ** = જ્યાં આકાશ અને સાગર મળે છે તે ભૂમિ. **રમી વિરમે** = સન્ધ્યાની જ્યોતિ અલ્પકાળ રમી વિલય પામે છે. **વ્યોમ વિશાળમાં** = અનન્ત આકાશમાં. આ પ્રકૃતિવર્ણન પ્રસ્તુત નથી. પ્રસ્તુત વિષયનું વર્ણન કવિ હવે આપે છે. **અનસ્ત** = કદી અસ્ત ન પામે તેવા. **ધૂમરી ઘૂમતાં** = ચકર ચકર ફરતાં–ચિત્તને ઘૂમરી ખવરાવતાં. **એને ન વાદળ કોઈ નડ્યાં** = એ તારિકાના શાંત તેજને જગતનાં અંધારાં આવરી ન શક્યાં. સૂર્યચન્દ્રના પ્રકાશની મને સ્પૃહા નથી. એક આ નાની શી ધ્રુવતારલીનો પ્રકાશ મારો જીવનપથ ઊજાળે તોય ઘણું. એ પ્રકાશમાંથી કવિને અન્ધકાર સામે લડવાની અખૂટ શક્તિ મળી રહે છે. આ તારલી કોને માનશું? હૃદયની શ્રદ્ધાને કે અનસ્ત આશાને? પ્રેરણાને કે કોઈ વ્યક્તિ વિશેષને? શ્રી. રામનારાયણ પાઠકે આ કૃતિની સમીક્ષા એમનાં યુનિવર્સિટી વ્યાખ્યાનમાં કરી છે.

**અતિથિ કોઈ આવે નહીં :** [પૃ. ૨૪] માનવ આત્માની સનાતન એકલતાનું અહીં આલેખન થયું છે. સાગરની વચમાં આવેલા કો નિર્જન દ્વીપમાં એકાન્ત દશામાં દિવસો ગાળતી એકાકિનીના ઉદ્‌ગારો અહીં ઉતાર્યા છે. **માનવના દેશના સંદેશ** = દૂર દૂર વસનાર વ્યક્તિ પોતાની ભૂમિના ખબર જાણવા કેટલી ઉત્સુક હોય છે! **અશબ્દ** = આશા કે આશ્વાસન આપતો એકાદ શબ્દ બોલ્યા વિના.

**કોણ આ આવી ગયું :** [પૃ ૨૫] **તમિસ્ર**=અંધકાર. **રશ્મિ** = કિરણ. **પાદનાં ચિહ્ન** = પગલાં. **કોણ ગૂઢ એવું ઉરને અડકયું** = એવું કયું ગહન તત્ત્વ આવી અદીઠ રીતે મારા હૃદયને સ્પર્શી ગયું? 'કોઈ બોલાવે' અને 'કોઈ આવે' આ ગીતો સાથે આ કાવ્યની ભાવના મળતી આવે છે. કોઈ અવદાત ઉલ્લાસપ્રેરક ભાવના ઉરમાં અદીઠ પ્રવેશ કરી, એકાદ ક્ષણમાં જીવનમાં નવું જોમ પ્રેરી ઊડી

જાય તે સમયે થતા સંવેદનનું અહીં ગાન છે. વસ્તુતઃ એ ભાવના ઊડી જતી નથી પરંતુ અંતરના ઊંડાણમાં ભળી જાય છે અને એનું નિરાળું અસ્તિત્વ રહેતું નથી.

**માર્ગદર્શન :** [પૃ. ૨૬] **પ્રકાશ ચેતાવતું ને બુઝાવતું** = ઉરમાં ઘડી આશાનો સંચાર થાય ત્યાં નિરાશા વ્યાપે; વળી આશા જાગે; આવી સ્થિતિનું અહીં સૂચન જણાય છે. **કરુણાર્દ્ર** = દયાવાળા. **દગ** = આંખ. **ઉદ્ધારવા** = આ સામાન્ય જડ સ્થિતિમાંથી મને ઊંચે લઈ જવા. **વસનઅંચલે** = વસ્ત્રના છેડાવડે. **વિતથ** = ફોગટ. **ભોમ** = અવનિ પર. **શોચ્યું** = શોકપૂર્વક વિમાસું. સહાય થવાની આકાંક્ષા રાખનાર વ્યક્તિ સાહાય્ય આપી ન શકે તે સ્થિતિમાં માનવીની મર્યાદા અને વિધિની પ્રબલતાનો જ ભાસ થાય છે. **ઊભો થઈ તદપિ હું ધરું પાય આગે** = પ્રબલ નિરાશામાં પણ નિરાશ થવાની કવિ ના પાડે છે.

**મને ઊડવું ગમે :** [પૃ. ૨૭] **વિશ્વને વિલાસ—ના રમે** = સંસારનાં સ્થૂલ ક્ષણિક સુખો મને ગમતાં નથી. **અનિલ સ્પર્શ મુદિત રંગ** = પ્રાતઃકાળના પવનના સુખદ સ્પર્શથી પ્રસન્ન જણાતા ઉષાને આંગણે ઊઠતા રંગો. સુખદ સ્પર્શથી પ્રગટતી પ્રસન્નતાનું આરોપણ રંગોમાં થયું છે. **તમ ભોમ** = આ દુઃખમય સંસાર. **નયન ગૂંથી દિવ્ય નૂર** = ઉષાને આંગણે પ્રકાશતા દિવ્ય રશ્મિ સાથે નયનના તાર ગૂંથી. **ગાનગર્ભ** = જેના ઊંડાણમાં ગાન ભર્યું છે તેવા. **પથવિરાટ નભ-વિતાન** = અનન્ત આકાશનો વિસ્તાર એ જ માર્ગ. **અન્તરે શમે** = હૃદયમાં જ લય પામે છે. શા માટે? આ કડીના આરંભની બે પંક્તિમાં જણાવેલા અવરોધોને લીધે? આ અડચણો ઓળંગવાની અશક્તિ એ માનવીની મર્યાદા; છતાં નિરાશ થયા વિના ઉન્નત આકાંક્ષા સેવતા રહેવામાં જ જીવનની સફળતા રહી છે; એથી જ આરંભની પંક્તિઓ અન્તમાં કવિએ ફરી ઉતારી છે.

**મને નહીં જગાડજો :** [પૃ. ૨૮] અન્તરની અતૃપ્ત વૃત્તિઓ—વાસનાઓ સ્વપ્નમાં તૃપ્તિ મેળવે છે એવી અર્વાચીન મનોવિજ્ઞાનની માન્યતા છે. સર્વ અપૂર્ણ આશાઓ જ્યાં ફલિત થાય તેવી સુખદ સ્વપ્નભોમમાં પડી રહેવાની વૃત્તિ કદી કદી દરેક જણને થઈ આવે છે. એવી વૃત્તિનો અહીં આવિષ્કાર છે. **પ્રસુપ્ત** = સૂતેલાં, ગાન કરતાં નથી તેથી. **વિલાય** = વિનાશ પામે. **વિશ્વધૂળમાં** = જગતનાં વિવિધ આવરણોને લીધે. **મનોનિમગ્ન તે બધું** = વાસ્તવ જીવનમાં જેનો અનુભવ ન થતો તે આ સ્વપ્નજગતમાં પ્રત્યક્ષ થાય છે. **અસત્ય નાશવંત——કલાથકી રસ્યાં** = લોકો સ્વપ્નને ભલે અસત્ય માને; કવિ તો આ અસત્ય નાશવંત જગતમાં સ્વપ્નને સત્ય —અમર આત્માના ચૈતન્યના અંશથી રસેલાં—મઢેલાં—માને છે.

**કોઈ આવે :** [પૃ. ૨૯] ભાવોત્ક્રાન્તિ પ્રમાણે આ ગીત 'કોણ આ આવી ગયું?' ની આગળ આવવું જોઈએ. **પન્થી** = પ્રવાસી. **જો જો ઉર** = પન્થીને

સંબોધન કરી કવિ કહે છેઃ આ હૃદય તમને તમારો યોગ્ય માર્ગ ન ભુલાવે તેની સંભાળ રાખજો. પન્થી કોણ? હૃદયમાં એકાએક ઊગમ પામતા વિચાર કે કલ્પના? તો પછી 'જો જો' એવા સાવચેતીના શબ્દ શા માટે? હૃદયનું શૂન્ય મંદિર એવા વિચાર, કલ્પના, આદિ માટે યોગ્ય અધિષ્ઠાન નથી એથી? **વાયુ ના વાય** = નિસ્તબ્ધ દશાનું સૂચન કરે છે. આવી શૂન્ય અન્ધકારમય ભૂમિમાં વિચારપંથીને સાચી દિશા કોણ દાખવે? **આવતાં પ્રકાશ હોલવાયે** = અન્ધકારની પ્રબલતાનું સૂચન કરે છે. **કામણ** = મોહિની–અદ્‌ભુત અસર. શૂન્યાવસ્થામાં પડેલા અન્તરમાં એકાએક અવિર્ભાવ પામતી કોઇ સૂક્ષ્મ સરસ ભાવના ઊર્મિ–ની અસરથી મૌનનાં બારણાં ઊઘડી જાય અને ગીત ગુંજી ઊઠે–એવી સુભગ મધુર પળે થતા ત્વરિત ભાવસંક્રમણનું અહીં ચિત્ર દોરાયું છે.

**અખંડ જાગૃતિ :** [પૃ. ૩૦] **ઓઘ** = પુંજ. **ને ચેતના** = એ જીવનમંત્ર પણ ચેતના રૂપ બની જાય છે. **આહીં નિરખું જગત્ ઘોરતું**—ગીતાના या निशा सर्वभूतानाम् એ શ્લોકનું સ્મરણ કરાવે છે. **સૌ દેહનો** – શરીરના અસ્તિત્વનું ભાન ભલે જતું રહે. દેહ પણ ભલે ચેતનરૂપ બની જાય. **વિસ્મૃતિસાગરે** = વિસ્મરણ-રૂપી સમુદ્રમાં. **પ્રકાશ અંધાર—ફરું હું** = પ્રકાશ પછી અંધકાર; એવા વિશ્વક્રમમાં ભલે મારું સ્થાન ન હોય. ચૈતન્યમય સૃષ્ટિનાં અપૂર્વ સર્જનો આગળ આ જડ જગતનાં સર્જનો કેટલાં તુચ્છ લાગે છે! અખંડ જાગૃતિને અપનાવવા જેટલી શક્તિ આ વિશ્વમાં નથી. **મને ન પરવા——વિશ્વની** – વિશ્વ જેને અમરતા માને છે એવી અમરતાની મને જરા પણ પરવા નથી; કારણ કે એનાથી પણ વધારે ભવ્ય ઉન્નત એવી અખંડ જાગૃતિ મારા હૃદયમાં છે.

**દિવાળી ન દીપતી :** [પૃ. ૩૨] દિવાળી એ ઉલ્લાસનું પર્વ. હૃદયમાં ઉલ્લાસ ન હોય તો દિવાળી શી રીતે દીપે? ગમે તેવા બાહ્ય ઉપચારો કરવાથી સાચો ઉલ્લાસ આવી શકતો નથી. સાચા ઉલ્લાસ વિના લોકો ઉત્સવ ઊજવવા જે જે મિથ્યા પ્રયાસો કરે છે તેનું વર્ણન અહીં આપ્યું છે. અનેક દિવાળી આવી ને જતી રહી પણ હૃદય-ના શમી ગયેલા ઉલ્લાસભાવ પાછા ન જાગ્યા. એ સાચા ઉલ્લાસ માટે કવિનું હૃદય ઝંખે છે.

**અખંડ દિવાળી :** [પૃ. ૩૩]:–**અંધારના માનવદેશનો શમ્યો**–લોકો ભલે દીપમાલા પ્રગટાવે પણ એથી જગતમાં વ્યાપી રહેલાં અનિષ્ટ તત્ત્વો નાશ પામતાં નથી. **વિકલ** – નિર્બળ. દગે = નજરે. **અંધ તમ** = ગાઢ અન્ધકાર. અન્તરનો પ્રકાશ એ જ સાચો પ્રકાશ. માનવ હૃદયમાં ઉત્સાહ અને ઉલ્લાસ જાગે ને જગતમાં વ્યાપી રહેલાં અનિષ્ટ તત્ત્વો નાશ પામે ત્યારે જ દિવાળીનો પ્રકાશ અખંડ બનશે.

**ચેતનદીવડા :** [પૃ. ૩૪] :– આકાશમાં સૂર્ય, ચંદ્ર, અને તારાઓ જેવો

સનાતન પ્રકાશ રેલાવે છે તેવો માનવ આત્મામાં રહેલ ચેતનાંશ પ્રકાશ ફેલાવે છે. સ્થૂલ દૃષ્ટિ એ ચેતનાંશ જોઈ શકતી નથી તેથી ઊંડે જગતમાં વ્યાપી રહેલાં અન્ધારાં દૂર કરવા કવિ આત્મદીપ જગાવવાનું સૂચવે છે.

**ગરીબની દિવાળી :** [પૃ. ૩૫]:-**ઉત્સવઘેલછા**–ગમે તેવા સંજોગોમાં ઉત્સવો માણવાની ગાંડી મનોદશા. **વધી પડેલા–મહાન્ લોકમાં**=એઠુંજૂઠું અનાજ ગરીબગરબાંને આપી દાનવીર ગણાવા માંગતા અને આવા દાન વડે પુણ્ય પામી સ્વર્ગના અધિકારી થવા ઇચ્છતા ધનિકોની હીન મનોદશા પર કવિ કટાક્ષ કરે છે. **તહીં જ ગણના અમારી ખરી** = ધનિકોને મન ગરીબો પુણ્ય પ્રાપ્ત કરવાનાં સાધનો. ગરીબ ન હોય તો દાન કેમ–કોને અપાય ? દાન વિના પર્વો શી રીતે ઊજવાય ? ને દાનથી પ્રાપ્ત થતા પુણ્ય વગર સ્વર્ગમાં પ્રવેશવાનો પરવાનો કેમ મળે ? **સંતર્પવા** =સંતોષવા.

**જે દિવાળી - ઉજાળશે** = દિવાળી ભલે આવી ને ચાલી જાય–દીવાઓ પ્રગટીને ભલે શૂન્યમાં શમી જતા. આવા ઉત્સવો ગરીબોને શા કામના ? અન્ન વિના ટળવળી મરતાં, બીજું આર્થિક અસમાનતાના ચક્ર તળે ચગદાતાં અસંખ્ય દીનપીડિતોનાં અંતરમાં એક દિવસ ક્રાંતિની જ્વાળા સળગી ઊઠશે, ને એમાં જગતની સર્વ વિષમતાનો નાશ થશે ત્યારે જ જીવન ઉલ્લાસ પામશે. એ ધન્ય દિવસ અમારું સાચું પર્વ.

**નવા કવિઓને :** [પૃ. ૩૬] :- **અક્ષર ચીતર્યા**=પ્રતિભા વિના રચાતી કૃતિઓ અક્ષરનાં ચિતરામણો જ ને ! કાવ્યના બીજા ખંડમાં કવિ કાવ્યના ભિન્નભિન્ન વિષયોનો નિર્દેશ કરે છે. **પ્રકૃતિ તત્ત્વના**– કુદરતનાં ભિન્નભિન્ન અંગોનાં. માનવ જીવનના સુખદુઃખના અનેક પ્રસંગો ને પ્રકૃતિની લીલામાં કાવ્યતત્ત્વ શોધવાના સઘળા પ્રયત્નો નિષ્ફળ જાય છે. જે બ્રહ્મતત્ત્વ વિશ્વમાં નિગૂઢ રહેલું છે તે કોને પ્રાપ્ત થયું ? धर्मस्य तत्त्वं निहितं गुहायाम् । એ ઉકિત જાણીતી જ છે. **એ કાવ્યનું તત્ત્વ — શોધતું** = સાચી કવિત્વપ્રેરણા હોય તો કાવ્યના તત્ત્વને બાહ્ય જગતમાં શોધવાની જરૂર જરા પણ રહેતી નથી. એ તત્ત્વ આપોઆપ અંતરમાં પ્રગટ થાય છે. કવિ તો માત્ર એ તત્ત્વના – શબ્દબ્રહ્મના દેહધારણમાં નિમિત્ત રૂપ બને છે.

**શિક્ષકનું સ્વપ્ન :** [ પૃ. ૩૮ ] :- **પ્રૌઢશા** – આધુનિક કેળવણીનું એક દુષ્પરિણામ તો એ કે બાળકો અકાલે પુખ્ત વયના માણસ જેવા ગંભીર બની વર્તે છે. **વિરાજી** = બેસીને. બે પાય ઇત્યાદિ—ગયા જમાનાના શિક્ષકનું આ શબ્દચિત્ર જૂની શિક્ષણપ્રથાનો ખ્યાલ આપે છે. **સન્નિધે** - પાસે. ગુરુનાં ચરણ પવિત્ર-એ ચરણના સ્પર્શથી ટેબલ પર પડેલી વસ્તુઓ પણ પવિત્ર બને છે. **ધાત્રો વિધાત્રી** – Spare the rod and Spoil the child; એ જૂના શિક્ષણસૂત્રનો ખ્યાલ આપે છે. સોટીને કવિ અહીં બાળકને ઘડનારી

શક્તિ તરીકે ઓળખાવે છે. **નામાવલી**=વર્ગરજિસ્ટર. **પ્રસુપ્ત દ્રય તારકો** = બે નેત્રરૂપી તારાઓ – નિદ્રાધીન બનેલાં નેત્રો. પ્રત્યક્ષ જીવનમાં અતૃપ્ત રહેલી વાસનાઓ કે અભિલાષાઓ સ્વપ્ન રૂપે સંક્રાન્ત થાય છે. શિક્ષકને જગતમાં જરાપણુ માન મળતું નથી – એની મહત્તા મૂલવાતી નથી. અતૃપ્ત રહેલી આત્મ-ગૌરવની વૃત્તિ બિચારા શિક્ષકને સ્વપ્નમાં જ સંતોષવી રહી. **વિરાટ સુવિધાયકો**= મહાન ઘડનારા. **અકિંચન**=દરિદ્ર. જગત જેના આધારે વિકાસ પામે એ મૂક સમાજસેવકો કેવી અજ્ઞાત દશામાં જીવન ગાળે છે, એ મોહાન્ધ જગત જાણતું નથી. **સૌખ્ય**=સુખ. **બુદ્ધિપ્રભાહીણુ**=સમાજમાં પ્રકાશ પ્રસારતા શિક્ષકોનું વર્ણન સમાજ આ રીતે કરે છે–બુદ્ધિના પ્રકાશ વિનાના. ગોલ્ડસ્મીથના 'Village School Master' માં શિક્ષકનું વર્ણન વાંચનારને આ વચન સત્ય જ લાગશે. સમાજની કૃતઘ્નતાનો આથી બીજો શો પુરાવો જોઇએ ? શિક્ષકની શાંત સેવા જ્યાં લગી આ રીતે મૂલવાશે ત્યાં લગી કેળવણીનો કદી પણ વિકાસ નહિ થાય.

**અભિનંદનો :** [પૃ. ૪૧]:-**નિજ અર્પણે**=આત્મસમર્પણ કરી. **વિભવ માનસી**=મનની સમૃદ્ધિ. **ઉલ્લાસશે**=ઉલ્લાસ પામશે. **તુજ પદે પદે–ઊઠશે**= તું આવશે ત્યારે તારે પગલે પગલે નવા અનન્ત સર્જનના અપૂર્વ નાદ જાગશે. **અમૂર્ત**=નિરાકાર. **હુયે** – છાપભૂલ – **હૈયે** જોઇએ. છેલ્લી ચાર પંકિતઓ કવિત્વ-પ્રતિભાને નડતા અવરોધો ગણાવે છે.

**ભારતીની દિવાળો** : [પૃ. ૪૨] **દેખવું કૂડું—ભલેરો અંધાર**= દીપમાલાના પ્રકાશમાં તો એવા દુઃખદ દેખાવો નજરે પડે છે કે એ પ્રકાશ ન હોય એ જ સારું. દેખી દેખીને દુઃખી થવાનું તો નહીં.

**નીતના ઉજાસ**=દિવાળીનો પ્રકાશ તો ક્ષણિક છે. ભારતી માગે છે સનાતન પ્રકાશ. **જનમજોગી**=પૂ. ગાંધીજી નો કવિ ઉલ્લેખ કરે છે. **અમાસું**=અમાસો.

**પ્રવાસી :** [પૃ. ૪૩]:-**સ્વેદજલ**=પરસેવો. **ઉદ્બોધતો**--જગાડતો. જીવન-ભાર વહી શ્રમિત થયેલો પ્રવાસી વિરામસ્થાન શોધે છે. એક મંદિર નજરે પડે છે. પથિક ત્યાં વિરામ લેવા ભાર ઉતારે છે; ત્યાં તો મંદિરના ઉંડાણમાંથી અવાજ આવે છે. 'વિશ્રાન્તિનું સ્થાન તારું અહીં નહીં.' કાવ્યમાં જીવનની અનવસ્થા અને અવિરામ દશાનું આલેખન છે.

**કાળદોર :** [પૃ. ૪૪]:–**નવપ્રકાશપ્રસન્ન**=નવા પ્રકાશથી ખુશ જણાતી. **ચેતનાદ્યુતિ** – છાપ ભૂલ–**ચેતનાદ્યુતિ** જોઈએ. ચેતનાદ્યતિ= ચેતનાનો પ્રકાશ. **કર**=કિરણો. **એ**=મંત્રો. પરબ્રહ્મની અનંત લીલામાં અનેક બ્રહ્માંડો રાસ ખેલી રહ્યાં છે. આ સર્વ બ્રહ્માંડો તેમજ ભૂત વર્તમાન અને ભાવિ સૃષ્ટિને કાળદોર સાંકળે છે.

**જતાં દિવાળી :** [ પૃ. ૪૫ ] :- **છતાં ય જૂનું—છૂટતું ના** = નવા વર્ષને આવકારતા લોકો કહે છે હવે નવી આશા અને નવા ઉત્સાહનો સમય આવ્યો; પરંતુ ગત વર્ષનાં સ્મરણો હૃદયમાં જડેલાં છે. ને એ ન ભૂલાય ત્યાં સુધી નવા અનુભવને અવકાશ શી રીતે મળે?

**અખંડ છે કાળ—પ્રવેશતુ** = કાલનો પ્રવાહ તો અખંડ છે. એના વિભાગો પાડી શકાતા નથી. તો પછી જૂનું અને નવું એવા ભેદ પાડવા એ ભ્રાંતિ છે.

**કાળના કકડા :** [ પૃ. ૪૬ ] :– આગલા કાવ્યના મુખ્ય વિચારને કવિ અહી જુદી રીતે રજુ કરે છે. **સાન્ત** = અન્તવાળું. માનવ દૃષ્ટિ પરિમિત છે. કાલના સમગ્ર સ્વરૂપનું એ દર્શન કરી શકતી નથી. **ગ્રહપૂંજ** = અનેક ગ્રહો. માનવદૃષ્ટિની પરિમિત શક્તિનું અન્ય ઉદાહરણ. બ્રહ્માંડના અનન્ત તેજોવિભવનું સમગ્ર દર્શન કરવા અશક્ત દૃષ્ટિ એનાં અંશદર્શનમાં રાચે છે. **આદિ અને અન્ત ત્યહીં જ મેળવી** —— અંશ દર્શન કરતી દૃષ્ટિ જે અનાદિ અને અનન્ત છે તેમાં આદિ અને અન્ત નિહાળે છે.

**એક પૈસો :** [ પૃ. ૪૭ ] :– **કંડિલ** = ફાનસ. **સટે** = ના બદલે. છેલ્લી બે પંક્તિમાં નોકરવર્ગની દુર્દશાનું દુઃખદ ચિત્ર રજુ થયું છે.

**જ્યોત જલે :** [ પૃ. ૪૯ ] :– **તિમિર જથ** – છાપ ભૂલ–**તિમિરજૂથ** જોઇએ. ક્રાંતિની જ્વાલા જલતી જોઈ હૃદયમાં જાગતા ઉલ્લાસનો આવિર્ભાવ — એ ક્રાંતિની જ્વાલા નયનમાં ભરી સર્વત્ર — વનમાં ને આકાશમાં — આગળ વધવા હૃદય અધીરું બને છે.

**જીવનનિશા** : [ પૃ. ૫૦ ] :– **પ્રકાશભાસી** = પ્રકાશનો માત્ર ભાસ-આપતાં; વસ્તુતઃ જે પ્રકાશમાન નથી. તારાનો મિથ્યા પ્રકાશ જોઇ નવા પંથે જવા ઉત્સુક હૃદય મુગ્ધ બને છે; ને વ્યર્થ પ્રયાસ કરવામાં શક્તિ વેડફી નાખે છે. તારાઓ તણખા જેવા. એ તો માનવીને ભ્રમમાં નાખનારા. એવા પ્રકાશ કરતાં તો અંધકાર ભલો. આજકાલના કહેવાતા નેતાઓને અનુસરવા કરતાં તો મૂળ સ્થિતિ જ વધારે ઇષ્ટ.

**તેજ અંધાર** : [ પૃ. ૫૧ ] :– જીવનમાં તેજ અને છાયા બન્ને જરૂરનાં. અન્ધકાર ન હોય તો તેજની શી મહત્તા? પાંચમી પંક્તિમાં છાપભૂલ છે. વર્ષ જોઇએ.

વરસની અનેક રાતો એમ ને એમ વીતી. દિવાળી છેલ્લી રાત. આ છેલ્લી રાતે લોકો કાં આનન્દ માને છે? વર્ષની અનેક રાતોના અંધકાર અન્તરમાં જામેલા હશે તે દૂર કરવા શું લોકો પ્રકાશપુંજ જગાવે છે? — કવિના મનમાં આ પ્રશ્ન

ઉદ્ભવે છે. કવિ માને છે કે અંધકાર દૂર કરવાના આ પ્રયાસો નિષ્ફળ છે; કારણ કે પ્રકાશ અને અન્ધકાર બન્ને એક તત્ત્વનાં ભિન્ન રૂપો છે. તેજ છાયાના સુભગ મેળથી જેમ ચિત્ર સોહી રહે તેમ જીવન પ્રકાશ અને અન્ધકારની ગૂંથણી વડે ભવ્ય બને છે.

**સંદેશ :** [ પૃ. ૫૨ ] :– **પ્રવાહબળ** ઈત્યાદિ — કાલના સબળ પ્રવાહ સામે માનવી કેટલું ઝઝૂમે ? **પ્રગૂઢ** = સુગુપ્ત. ભલે પરમયોગની ઘડી ગઈ. સૉનેટના **અષ્ટક**ના અન્તભાગની પૃચ્છાનો ઉત્તર સાગર અને સમીરના બોલમાં — પ્રકૃતિના ગાનમાં કવિને મળે છે. જીવનની વિષમતાએ ભલે આપણી વચ્ચે સ્થલકાલનું અંતર ઊભું કર્યું પણ એ અંતર સ્મરણોને નડવાનું નથી. 'તને સદા સ્મરીશ.' આવો સંદેશ પ્રિયજનના હૃદયના બોલ જાણે મૂર્ત રૂપ ધારણ કરતા હોય તેમ — કવિને સંભળાય છે. અને આ ઊંડી પ્રતીતિમાં સંપૂર્ણ અશ્વાસન છે.

**વિષાદ :** [ પૃ. ૫૩ ] :– ગમે તેવા ગાઢ વિષાદના ભારને શાંતિથી વહવાની અને જગત્ સમક્ષ તો પ્રસન્નતા દર્શાવવાની કવિની સંયમશીલ વૃત્તિનાં અહીં વાચકને દર્શન થશે. **સ્મરણાબ્ધિ**=સ્મરણસાગર. **વિલુપ્તગતકાલભસ્મ**=વ્યતીત સમયના અનુભવના સ્મરણની ભસ્મ. **વિભક્ત** = ભાગ પાડી. જગત દુઃખમાં ભાગ લે તો શોકભાર ઓછો થાય. પણ કવિ એમ કરવા નથી માગતા — શોકભાર ઓછો થતાં હૃદય શૂન્ય બની જાય એ માટે. **પ્રણુ** = ધા. **સંતર્પવા** = સંતોષ આપવા.

**અખંડ જાગૃતિ :** [પૃ. ૫૪] :– **કર્ણો બધિરે થયા** = કાન પણ બહેરા બન્યા. વિસંવાદની = અનેક મત મતાન્તરો અને વિવિધ વલણોને લીધે માનવજીવનમાં સુમેળ રહ્યો નથી. **વિસંવાદ** = સુમેળનો અભાવ. સૉનેટના પૂર્વભાગમાં હતાશ હૃદયની સ્થિતિનું વર્ણન છે. એ સ્થિતિમાં થયેલા પરિવર્તનનું આલેખન સૉનેટના બીજા ખંડમાં છે. **સુતેલ ભરનીંદ હું** – ગાઢ નિદ્રામાં પડેલા મને. **વિવૃત** = ખુલ્લાં. અખંડ જાગૃતિનું કારણ છેલ્લી પંક્તિમાં આપ્યું છે.

**તને ઉર ધરું :** [ પૃ. ૫૫ ] :– **ધરું** = સમર્પણ કરું છું. ઉર વસ્તુતઃ જીવનનું સર્વસ્વ સૂચવે છે. રમકડું શા માટે ? જેને અર્પવામાં આવે છે એના ચંચલ મનોભાવને લક્ષમાં રાખી વર્ણન થયું છે. બીજા ખંડમાં કવિ મનોબંધારણનું વાસ્તવ દર્શન આપે છે. જગત વિશાળ છે પણ એથી ય વિશાળ છે માનવ હૃદય. વૃત્તિઓ પરિવર્તનશીલ છે. આજે એક વસ્તુ ગમે, કાલે બીજી. પહેલા ખંડમાં ઉરને સંઘરી રાખવાનું કહ્યું છે. એનું કારણ ત્રીજા ખંડમાં આપ્યું છે. **સકલ એહ પ્રત્યક્ષ ત્યાં**— ત્યારે તારા હૃદયની સર્વ ભાવના અને આકાંક્ષાઓનો સાક્ષાત્કાર સંઘરી રાખેલા ઉરમાં થશે.

**કવિને :** [પૃ. ૫૬]:–**અબૂજ** = બેકદર. **અચેતનશું** = જડ વસ્તુઓમાં. પ્રકૃતિમાતાને ભૂલી ગયેલા જનોને કવિ પ્રકૃતિનો ફરી સંબંધ જોડી આપે છે. **અમર પાઠવ્યો**= દેવતાઓએ મોકલેલો. **વ્રત**= જીવન મધુર બનાવવાનું વ્રત. **પ્રયત્ન ફળ પ્રાપ્તિની—— સ્પૃહા**=તારા પ્રયત્નોનું ફળ મળે એવી આકાંક્ષા ન સેવતો. **નઠોર**= નગુણું. નિષ્કામ કર્તવ્યપાલનમાં જ કૃતાર્થતા રહી છે.

**પરવશ પંખી :** [પૃ. ૫૭] :–**જનની નીંદના**— માતાસમી નિદ્રાના. **રતમ મોજ**–છાપભૂલ–**રમત મોજ** જોઇએ. **વિશાળ જગ—આટલી**=આટલું વિશાળ જગત પણ મારે તો આ નાના મર્યાદિત ક્ષેત્રમાં જ ફરવાનુ. આથી વિશેષ પરવશતા **શી** હોય ?

**કવિતાને :** [ પૃ. ૫૮ ] **વિચારદલ**= વિચાર રૂપી મેઘનાં જૂથ. **સ્મરણ-વીજ** = સ્મરણ રૂપી વિદ્યુત. **સુરભિપુષ્પની**—સુગંધવાળાં ફૂલોની. કવિતાને મધુર ઉપાલંભ કવિ આપે છે. કવિહૃદયમાં તો રુદન શોક અને દુ:ખ છે. એ સેવવા કવિતા શા માટે આવે ? **શાન્તિદા**= શાંતિ આપનાર.

**સાસરે જતાં :** [ પૃ. ૫૯ ] :–નવા જીવનમાં પ્રવેશતાં ભાવિના ગર્ભમાં રહેલા સંભવાસંભવોનો ખ્યાલ ચિંતાજનક બને છે. **સવદા**—છાપભૂલ–**સર્વદા** જોઇએ. માતા પિતાનાં લાડ ને ભાઈ બહેનોનો સ્નેહ સાસરે જતાં ખોવાં પડે છે. છતાં કન્યા પોતાને દીન માનતી નથી. ભાવિના ગર્ભમાં રહેલી અનેક શક્યતાઓ એને આકર્ષે છે. એ જીવનમાં અનેક મનોરથોની સિદ્ધિ પામવાની આશા છે. છેવટની બે પંક્તિમાં નિશ્ચયાત્મક વલણનો નિર્દેશ છે. મધુરાં ભૂતકાલનાં સ્મરણો સદા જાળવી રાખીશ – આંસુના અભિષેકે કદી કરમાવા નહીં દઉં અને સાથે નવા જીવનના અનુભવોને ઉલ્લાસે આવકારીશ. **તેજ – રશ્મિ** = તેજનાં કિરણો.

**જીર્ણ મહાલયને :** [પૃ. ૬૦] :–**અનેક શત**=હજારો. **સ્રોત**=પ્રવાહ. સ્થિતપ્રજ્ઞની જેમ મહાલયે સમૃદ્ધિ અને વિનાશ નિહાળ્યાં હશે. **અમર તત્ત્વ**=નાશ ન પામે તેવી કો શક્તિ. **ગત ભવ્યતા** =વિનાશ પામેલું પ્રાચીન કાળનું ગૌરવ.

**સ્મરણ :** [ પૃ. ૬૧ ]:– એલ્ફીન્સ્ટન કોલેજના સંસ્કૃતના અધ્યાપક સ્વ. પ્રોફેસર કુળકર્ણીની પુણ્ય સ્મૃતિનું આલેખન. જ્ઞાનમાં વાત્સલ્ય ભળતાં તેનું તેજ શાંત બને છે. **અધિક ક્ષીણ** =વધારે નબળી. **અખૂટ તમ —— શોધમાં**=આત્મશક્તિ પ્રગટ કરવાનું માત્ર સાધન તો દેહ રહ્યો. **ક્ષર** =નાશવંત. આત્મશક્તિ પ્રગટ કરવા દેહ અશક્ત બને ત્યારે આત્મા એનો ત્યાગ કરે — ઉન્નત જીવનમાં પ્રવેશ કરવા. **શ્રમરેખ** = થાકનું ચિન્હ પણ. **જાન્હવી** = કર્તવ્યના અસ્ખલિત વહેતા અને અન્ય જનોને જ્ઞાન દ્વારા પવિત્ર કરતા પ્રવાહને જાન્હવીનું

રૂપક સર્વથા ઉચિત જ છે. **ન અવસાન ઊર્ધ્વ ગતિ — અસ્વચ્છની.** લોકો જે સ્થિતિભેદને મરણ કહે છે તે વસ્તુતઃ તો આત્માનું ઉન્નત દશા ભણી — પરલોક પ્રતિ – પ્રયાણ જ છે. આ ભવ્ય ઉત્ક્રમણ માટે અશુદ્ધ આંસુની અંજલિ સમર્પવી ન ઘટે.

**અવસાન :** [ પૃ. ૬૨ ] :– આગળના કાવ્યમાં ઉલ્લેખાયેલી પુણ્ય સ્મૃતિએ પ્રેરેલું ઊંડુ આત્મચિંતન આ કાવ્યનો વિષય છે. **મળે જઈ — ચૈતન્યમાં** = સ્થળ અને કાળને સર્વથા ભરી દેતા અનન્ત ચૈતન્યસાગરમાં જીવનસરિતાઓ મળે છે. **બણતો** – છાપભૂલ — **બનતો** જોઇએ. જીવન અને મૃત્યુની ભિન્ન અવસ્થામાં ચૈતન્યનો પ્રવાહ તો અભંગ જ રહે છે. અજ્ઞાનને લીધે માનવી એ સમજતો નથી ને રડે છે. કવિનો શોક તો ઊંડા આત્મચિંતનમાં પરિણમે છે ને જ્ઞાનપ્રકાશ લાધતાં સુખદ શાંતિ અનુભવે છે. **અનન્તપદચિંતને** = પરબ્રહ્મપદના ચિન્તનમાં. **મૃત્યુદ્વાર ચિર મુક્તિનું** = મૃત્યુ એ જ ચિરંતન મોક્ષ સ્થિતિમાં પ્રવેશ કરવાનું દ્વાર.

**સ્મરણોને વિદાય :** [ પૃ. ૬૩ ] :– **નભ વિતાન**= આકાશ મંડળ. **સુષુપ્તિ** = ગાઢ નિદ્રા. કાળના ઊંડાણમાં વિવશ પડી રહેલું હૃદય સ્મરણોને સ્થાન આપી નથી શકતું. સ્મરણો સાથેનો ચિર સંબંધ છોડી દેવો પડે છે, એથી હૃદય હીન — ભાવરહિત. **અસત્** = મિથ્યા. **રેખશૂન્ય**= ભૂતકાલની સ્મૃતિની રેખા પણ કવિ હૃદયમાં રાખવા નથી ઇચ્છતા. **અન્તસ્તલે**= હૃદયના ઉંડાણમાં.

**ન જાણું** : [ પૃ. ૬૪ ] :– **પ્રસન્નકર** = જેનાં કિરણો આનન્દમય છે. ચન્દ્રને સ્પર્શવા મથતા હૃદયના ભાવો પાછા પડે છે — ભાવો છિન્નવિચ્છિન્ન બની જાય છે. **તહીં વિલીન થાવા ચઢયા**=તેમાં–ચન્દ્રમાં શમાવા ઊંચે ચઢયા. તરંગ જેમ ઊંચે ચડી નીચે પડે ને ચૂરા થાય તેમ હૃદયભાવો છિન્નવિચ્છિન્ન બન્યા. **અનિલવેગ**= પવનનો વેગ. **શશાંક**=ચન્દ્રમા. **શોકભગ્નઉર**=શોકથી જેનું અંતર ભાંગી ગયું છે તેવા. શું જગત અન્ધકારથી ઘેરાયેલું રહેશે ? શું ચન્દ્રદર્શન માટે ઉત્સુક ઊર્મિઓ ઘોર આક્રંદ કર્યા કરશે ? શું ચન્દ્રનાં કિરણો જલને ફરી નહિ સ્પર્શે ? આવા પ્રશ્નો કવિના મનમાં જાગે છે. આ બધી પ્રારબ્ધની લીલા ન સમજાય તેવી છે.

**મને વિસરશે ?** : [પૃ. ૬૫] :– **વજ્રલેપસમ**=વજ્રલેપ સરખાં મજબૂત. **દિશાપથ સુયોગ**=જુદા જુદા માર્ગે જનાર ભિન્ન ભિન્ન સ્થિતિમાં રહેનાર બે વ્યક્તિઓ મળે એ શુભ યોગ. **તમિસ્રપટ**=અન્ધકારનું આવરણ. **ન એક અવશેષ— ઉજાળવા** = શું આવાં અનેક સ્મરણોમાંથી એક પણ સ્મરણ હૃદયપ્રદેશને પ્રકાશિત બનાવવા નહિ રહે ?

**તન્ત્રીઓ** : [ પૃ. ૬૬ ] :– અમે જ કવિતા જીવન્ત રાખનારા; અમે જ

કાલિદાસાદિ કવિઓનાં નામ જાળવી રાખનારા — આવું અભિમાન સેવતા તંત્રીઓ પર આ કાવ્યમાં કટાક્ષ છે. **પ્રબળ શાસકો** = સમર્થ સંચાલકો.

**મધુર સ્વપ્ન** : [ પૃ. ૬૭ ] :– **અશબ્દ** = નીરવ – મૂક. **શાંતિ-ઉત્સંગ** = શાંતિના ખોળામાં. **અકિંચન**=દરિદ્ર. બીજું તો કશું પાસે નથી; હૃદયભાવો છે પણ તે દર્શાવવા શબ્દો જડતા નથી. **અખંડ** = સમગ્ર. હૃદયના છૂટા ભાવ ધરવાને બદલે કવિ સમગ્ર હૃદય સમર્પે છે. પણ એ તો સ્વપ્ન જ હતું. ભલે એ સ્વપ્ન હોય, પણ સમર્પણની ભાવના તો હૃદયના ઊંડાણમાં ઉદ્‌ભવી છે. એ સાચી છે. વાસ્તવમાં એનો સાક્ષાત્કાર થતો નથી ત્યારે જ એ સ્વપ્ન રૂપે પરિણામે છે.

**ઝંખના** : [ પૃ. ૬૮ ] :– કો અદમ્ય ઝંખનાએ જીવનમાં અજોડ પ્રભાવ જમાવ્યો છે. અતૃપ્તિ અને ઊંડી નિરાશા પણ એના પ્રાબલ્યને શિથિલ કરી નથી શકતી. दृष्टिपूतं न्यसेत्पादम् એ અનુભવબોધ કવિને માન્ય નથી. **ખૂન** = લોહી. **ગણું** = દરકાર કરતો નથી. જ્યાં પ્રબળ ઝંખના જ જીવનમાં શાસન ચલાવે છે, પ્રવૃત્તિ માત્ર એને આધીન છે, ત્યાં જોવાથી કે સાંભળવાથી શો હેતુ પાર પડવાનો ? કશો જ નહિ. એથી નેત્ર અને શ્રવણની નિરર્થકતા. કવિ તો એક જ વસ્તુ માગે છે — સતત ઝંખના. જરા પણ વિરામ વિના એની પ્રાપ્તિ માટે પ્રયાસ. ઝંખનાની ઝંખના કવિ કરતા હોય એમ જણાય છે.

**દૃષ્ટિપાત** : [ પૃ. ૬૯ ] :– બાલ્યના સુખદ સમયનાં સંસ્મરણો જાગે છે. સ્મરણના અશબ્દ પડદા પર ભૂતકાલના અનેક પ્રસંગો એક પછી એક પ્રત્યક્ષ થાય છે. **સુમન્દરવ** = ધીમા. **પ્રાણદા** = ચેતન અર્પતી. ભૂતકાલનાં આ સર્વ મધુરાં સ્મરણો તાજાં થઈ મીઠી હૂંફ આપે છે અને એથી જ કવિના હૃદયને નજરથી દૂર અગાધ ભાવિની ભીતરમાં શું શું હશે એની લગારે ચિંતા નથી.

**પંગુ જેવા** : [ પૃ. ૭૦ ] :– દગ – ડગ જોઇએ. છાપભૂલ છે. दृष्टिपूतं न्यसेत्पादम्। દેખીતી રીતે ઉપદેશનાં આ વચનો, પણ વસ્તુતઃ આજ્ઞા જેવાં. આ સૂત્રનું પાલન કરી અપંગ બનેલા અમારામાં સાહસ કરવાની જરા પણ વૃત્તિ રહેવા પામી નથી. **પ્રબોધતું** = પ્રેરતું. **નિશ્ચેષ્ટ** = ચેતનહીન.

**માનવ પગથિયાં** : [ પૃ. ૭૧ ] :– અમર્યાદ મહત્ત્વાકાંક્ષા અને સ્પર્ધા આધુનિક જમાનાનાં લક્ષણો છે. મહત્ત્વાકાંક્ષાઘેલા માનવીઓ નિજ સ્વાર્થ સાધવા માનવ બંધુઓનાં બલિદાન લેતાં અચકાતાં નથી. **અમે** = સ્વાર્થલોલુપ માણસો. અસંખ્ય માણસોને દરિદ્ર બનાવી એકાદ વ્યક્તિ ધનવાન બને. અનેકના અધિકાર હરી એકાદ જણ ઊંચો અધિકાર ભોગવે. ઊંચે ચડવા નીસરણીનો ઉપયોગ થાય તેમ મહત્ત્વાકાંક્ષી માનવીઓ પોતાના માનવ બંધુનો ઉપયોગ કરે છે. છેવટની બે પંક્તિ-

એમાં કટાક્ષવચન છે. વસ્તુતઃ એ ભ્રમ છે. જીવન ઉલ્લાસ પામશે એવી માન્યતા આજે ભલે સેવતા હોય પણ પગથિયાં બનાવેલા માનવીનાં અન્તરના નિઃશ્વાસો એક દિન એ ભ્રમણા જરૂર ટાળશે.

**સંતર્પણ** : [ પૃ ૭૨ ]:– **સંતર્પણ** = સંપૂર્ણ તૃપ્તિ. **કરું નયન બંધ** = દૃષ્ટિથી દૂર ન જવા દેવા નેત્રનાં બારણાં બંધ કરું. **થયો તે વિશીર્ણ** = રસોત્સવ ભાંગી પડ્યો. **વિફલા** = નિષ્ફલ. **લુપ્તચેતન** = જેમાંથી ચેતના ચાલી ગઈ છે. **ગહન ભેદી** = મહાશૂન્યની ગહનતા વીંધીને. સૉનેટના પૂર્વખંડમાં કવિ સ્થૂલ રૂપનાં અદર્શનનું આલેખન કરે છે. ઉત્તર ભાગમાં સૂક્ષ્મ સ્વરૂપના સાક્ષાત્કારનું વર્ણન થયું છે. એવા સૂક્ષ્મ રસાનુભવથી જીવન સમૃદ્ધ બને છે.

**સ્થિત્યન્તર** : [ પૃ. ૭૩ ] :– **સ્થિત્યંતર** = અન્ય સ્થિતિ. કો સંગીતકાર વીણા વગાડે છે, એના ગાન સાથે એકરાગ બની અનેક હૃદયો એ જ લય તાલમાં ગાન કરે છે. **ઉરવાદ્ય** = હૃદયરૂપી વાદ્યો – વાજિંત્રો. **સુસંવાદમાં** = લય તાલમાં સુમેળ સાધી. **રવના** – ધ્વનિના. **પ્રકૃતિતત્ત્વ સર્વે ભરી** = કુદરતનાં સર્વ તત્ત્વોને સંગીતના સ્વરોથી ભરી. પોતાનાં દુઃખો ભૂલી કેવળ ગાનમાં મસ્ત બની વાદક સંગીત વરસાવી જગતને ભીંજવે છે. હવે બીજી સ્થિતિનું વર્ણન આવે છે. વીણાના તાર એવા જ —પહેલા હતા તેવા — સુબદ્ધ છે; પરંતુ ગાન બંધ પડી ગયું છે. માનવ હૃદય તાલ પૂરતાં નથી. પહેલાં હતો એવો સુમેળ જણાતો નથી. પહેલાં જે આનન્દી હતા એ આજે દુઃખી જણાય છે. સંગીતકાર કશે ચાલી ગયો છે. મૂક વીણા ભૂતકાલના અનુભવો જાણે સુણાવે છે.

**વિલુપ્ત રેખા** : [ પૃ. ૭૪ ] :– વિલુપ્ત = વિનાશ પામેલી. **સુરસુન્દરી સમી** = દેવાંગના સમી. અન્ધકાર વધારે પ્રબળ ને ગાઢ બનતાં આછી તેજરેખા પણ લય પામે છે. તમિસ્રપુંજમાં = વિશાળ અન્ધકારમાં. વિશ્વમાં વ્યાપી રહેલા ગાઢ અન્ધકારમાં કોઈ ધન્ય ક્ષણે જ્યોતિરેખાનાં દર્શન થાય છે; પણ દર્શન થાય ન થાય ત્યાં તો એ પ્રકાશરેખા લય પામે છે.

**પંખિણી** : [ પૃ. ૭૫ ] :– અન્યોક્તિ. **પુરાણ** = જૂના. આ શુષ્ક અરણ્યમાં તને કોઈ સ્થળે વિશ્રાંતિ નહિ મળે. તારા હૃદયને તૃપ્ત કરે એવું સ્થાન પણ અહીં નથી. ઝૂઝવું = લડવાનું.

**અભય** : [ પૃ. ૭૬ ]:– નિર્ભયતાનું કારણ અહીં નિર્ધનતા અપાયું છે. જે હતું એ બધું વેડરી દીધું હવે કશું ગુમાવવાનું નથી રહ્યું. આવા અભયને અભય તરીકે કટાક્ષમાં જ ઓળખાવી શકાય.

**ઊડણો** : [ પૃ. ૭૭ ] :– **આસક્તિ** = મમતા. કવિ પોતાનાં ગીતોને દુ:ખની વેદનાના સીત્કાર તરીકે ગણાવે છે. એને કવિતા રૂપે શી રીતે ઓળખાવાય? **શ્રમમૂઢ** = થાકથી બેભાન બનેલું. પંખીની પાંખો કાપી એને કહેવું, "જા ઊડ અનન્ત આકાશમાં" એ તો હાંસી છે – પ્રશંસા નહિ.

**રજનીને** : [ પૃ. ૭૮ ] :– પૃ. સંખ્યાની સામે **રંજની** છપાયું છે. એ ભૂલ છે. **રજની** જોઈએ. **નર્તતો** = નૃત્ય કરતો. કવિ તો રજનીનાં અન્ય સ્વરૂપનું દર્શન કરે છે. રાતના હૃદયમાં વ્યાપી રહેલા ગાઢ અન્ધકારને કવિ નિહાળે છે. દીસે પછી પૂર્ણ વિરામ જોઈએ. હૃદયની ઊંડી ઊર્મિઓનું સૂચન પણ બહારથી જણાતું નથી.

**કહ્યું હૃદયને** : [ પૃ. ૭૯ ] :– કવિ પોતાના હૃદયને ઉપાલંભ આપે છે. **પ્રખર કંટકો** = તીક્ષ્ણ કંટકો. **ડગડગે** = ડગલે ડગલે. **શ્વાસ ઉચ્છ્વાસના – અંતરે જશે** = શ્વાસ લેવાની ક્રિયાથી થતા બધા ધબકારા પણ અનન્ત મૌનમાં લય પામશે. હૃદયના ધબકાર બંધ પડી જશે. **વળવાય** = પાછા ફરવા. **ચિન્તજે** = વિચારજે. સૉનેટના પૂર્વ ખંડમાં હૃદયને સંભળાવેલા બોધ અને સાવચેતીનાં વચનો છે. **ઉલટભેર** = હોંસમાં. **યાતના** = પીડા. **રુદિતશબ્દ** = આક્રન્દ. **આલંબને** = આધાર પણ. આપેલી ચેતવણીઓ અવગણીને એ માર્ગે આગળ ગયું. હવે એનું દુ:ખદ પરિણામ ભોગવવું એને રહ્યું.

**હવે ન વદવું** : [ પૃ. ૮૦ ] :– વિષાદ કાવ્યમાં પ્રગટ થતી સંયમપ્રધાન, સહી લેવાની વૃત્તિ અહીં પણ અભિપ્રેત છે. **પરિસ્થિતિ** = બાહ્ય સંજોગો. ઉપરથી જણાતી પ્રસન્નતા અને શાંતિના પટ નીચે ઉગ્ર દવાગ્નિ સતત સળગતો હોય છે. કવિ દૃષ્ટાંત આપી એ વિધાનનું સમર્થન કરે છે. પૃથ્વીના પટ પર દેખીતી રીતે શાંતિ જણાય છે. ઝરણાંઓ વહેતાં નજરે પડે છે. પૃથ્વીના પેટાળમાં અનેક અણદીઠ ઝરણો વહે છે. આ સર્વ પૃથ્વીના અન્તરદાહને વધવા નથી દેતા અને તેથી જ પટ ઉપર શાંતિ જણાય છે. તે છતાં પથ્વીના ગર્ભમાં તો ધગધગતો લાવા હોય છે. માનવીનાં નેત્ર એ જોઈ શકતાં નથી. **કરો વિવિધવર્ણનાં** = જુદા જુદા રંગનાં કિરણો. **દીપ્ત** = તેજસ્વી. વિવિધ અનુભવોની મન પર રહી ગયેલી ઓછી વધતી અસરનું અહીં આલેખન છે. છેલ્લી બે પંક્તિઓમાં કવિનું નિશ્ચયાત્મક વલણ પ્રત્યક્ષ થાય છે.

**પ્રત્યાઘાત** : [ પૃ. ૮૧ ] સૉનેટના પૂર્વભાગમાં ગિરિઝરણની પ્રસન્નતા વર્ણવી અષ્ટકમાં કવિ પ્રત્યાઘાતનું કારણ આપે છે. **અદોષ** = દોષ રહિત. **વનશ્રી** = વનની શોભા. **મુગ્ધ જલ** = પ્રકૃતિની સુંદરતા જોઈ મુગ્ધ. **પ્રવાતબળથી** = સખત પવનના જોરથી. **પ્રરૂઢ** = અનેક વર્ષો પહેલાં ઊગેલું. ઊંડાં મૂલ નાખી ઊભું રહેલું. એવા મહાન વૃક્ષને પણ ઝંઝાનિલે ઉખેડી નાખ્યું. **વહનમધ્ય** = પ્રવાહની વચમાં. **રોધતું** = અટકાવતું. કાવ્યનું રૂપક સ્પષ્ટ જ છે.

**તને શું કહું ? :** [પૃ. ૮૨] પ્રિય, સખી, ઈત્યાદિ સંબોધનો – જે બીજાને ગમે છે તે કવિને પોતાના હૃદયભાવ દર્શાવવા અધૂરા જણાય છે. **માનસ** = મનરૂપી માનસસર.

**મુજ નયનમાં :** [પૃ. ૮૩] આ સૉનેટના પ્રશ્નનો જવાબ 'નયન તાહરે' માં અપાયો છે. અન્વય – તુજ નજરે પડે. **અવશેષ** = ભસ્મ, હૃદયના દરેક ધબકાર સાથે જાગ્રત થતી. **પ્રલમ્બિત** = દીર્ઘ કાલની; માટે સળગતા ભાવોની શિખાઓ, આશાના અવશેષ, દીર્ઘ ઝંખના, હતાશ બની નયનમાં ઢળી પડેલી ચેતના, સુખદ સ્વપ્નોનાં સ્મરણ, કશું વિશેષ ન જોવાની ઉદાસીનતા – આ સર્વ પ્રણયયાતના ભલે તને ન દેખાતી હોય; મારે આટલું જ પૂછવાનું છે, તારી આંસુધોઈ છબી ત્યાં તારી નજરે પડી? **આંસુધોઈ છબી** = પ્રેમનાં આંસુ વડે વિશુદ્ધ થયેલાં નયનમાં – વસ્તુત: હૃદયમાં – તારી સૂક્ષ્મ મૂર્તિ.

**નયન તાહરે :** [પૃ. ૮૪] ઉપરના સૉનેટમાં પૂછેલા પ્રશ્નનો અહીં ઉત્તર નકારમાં મળે છે. બન્ને હૃદય એક જ તત્ત્વની ઝંખના કરતાં હોય – યાતના સહતાં હોય છતાં એ ન મળે; પ્રણયની આ વિષમતા કાવ્યમાં કરુણતા પોષે છે. જે સુખમય ક્ષણો ભુતકાલમાં લુપ્ત થઈ તેનો અનુભવ નયન નિહાળતાં ફરી તાજો થાય છે; તેથી ક્ષણો જીવતી. **શ્રમમૂઢ** = થાકથી મૂર્છિત. **નૈરાશ્ય** = નિરાશાનો ભાવ.

**હું :** [પૃ. ૮૬] બીજી પંક્તિમાં **કીર્તિમાન** વાંચો. **વેદવાક્ય** = પરમ સત્ય. અહંતા માનવીને કેવો પ્રમત્ત બનાવે છે!

**અમે :** [પૃ. ૮૭] **રુદિત** = રુદન, આક્રન્દ. **શોચ્યું** = વિચાર્યું. **અતૂઠ** = ન સંતોષાતી. **વૈખરી** = પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી – વાણીનાં આ ચાર સ્વરૂપો. મનુષ્યની વાણી એ વૈખરી. **કવિતડું** = તિરસ્કારવાચક તદ્ધિત પ્રત્યય લાગ્યો છે. કોણ મહાન – જીવન કે કવિતા? કવિતા જીવી જાણનારા જ સાચા કવિ.

**શબ્દજાળાં :** [પૃ. ૮૮] કશા પણ ઊંડા ભાવ વિનાની કાવ્યરચના એ શબ્દજાળાં જ ને! આવી રચનાઓ ધબકારભર્યાં જીવનકાવ્ય આગળ ઝાંખી પડે તો તેમાં શું આશ્ચર્ય? આવા શબ્દજાળાં રચી આત્મવંચના કરતા કવિજનો કટાક્ષપાત્ર નહિ પણ દયાપાત્ર છે.

**મને શરણ લે :** [પૃ. ૮૯] **કાલનટરાજને આંગણે સર્યા** = કાલ એ જ નટરાજ. તેના આંગણે સર્યા – લય પામ્યા. બારમી પંક્તિમાં '**પૂર્ણિમા**' જોઈએ. **માનસવિહારિણી** = મનરૂપી માનસ સરોવરમાં વિહાર કરનારી.

**તને શું અરપું** : [પૃ. ૯૦] **અકિંચન** = જેની પાસે કશું નથી, નિર્ધન. આઠમી પંક્તિમાં 'સા' ને બદલે **સૌ** વાંચો. **હૃદયઝંખનાદીપ** = હૃદયની ઝંખના એ જ દીવો. તને અર્પવા એકઠી કરેલી સર્વ ઉરસમૃદ્ધિનો નાશ થયો, ઝંખનાદીપ હોલવાયો અને કવિતપાંદડી કરમાઈને ખરી પડી ત્યારે તું આવે છે. ભલે આવી. દયા કે ઉપહાસ – ગમે તે કારણ હોય. એની મને દરકાર નથી. માત્ર આજે મારી પાસે તને સમર્પણ કરવા કશું નથી, એ વાતનું મને દુઃખ છે.

**જીવન** : [પૃ. ૯૨] It is not growing like a tree- આ પંક્તિથી શરુ થતા બેન જોનસનના એક કાવ્યનું સ્મરણ કરાવે છે.

**ઉરતૃપ્તિ** : [પૃ. ૯૩] વસ્તુતઃ સિંચનમાં ઉરતૃપ્તિ થવી જોઇએ. પણ માનવ સ્વભાવ વિલક્ષણ છે. Self-display ની વૃત્તિ વધારે પ્રબળ હોય છે. વૃથાગર્જનમાં કદાચ માનવીને વધારે સંતોષ મળતો હોય !

**જાહેરખબર** : [પૃ. ૯૪] આધુનિક કવિતામાં સામાન્યમાં પણ સૌન્દર્ય-દર્શન કરાવવાના ઘણા પ્રયોગો થાય છે આ પણ એવો જ એક પ્રયોગ. **જીવનદિગ્** = જીવન દિશા. कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः । એ ગીતાવચનમાં વર્ણવેલું રૂપ. **ને ત્યાં વસી પ્રકૃતિશી** = પ્રકૃતિ જેમ અક્ષર–જીવ–સૃષ્ટિ રચે છે તેમ તું અક્ષર–વર્ણ–સૃષ્ટિ રચે છે. **પાદપંકજે** = ચરણ કમળ, કેટલાય કલાકારો જાહેર ખબરના દેહને શણગારતા હોય છે ! **જ્યારે પ્રવર્ત્યો ઈત્યાદિ** – કોંગ્રેસે પ્રધાનમંડળે દારુ-નિષેધનો કાયદો અમલમાં મૂકયો ને દારુની જાહેરખબરો છાપવાની બંધ કરી ત્યારે. પૃ. ૯૬ ત્રીજી પંક્તિમાં **મજર** ને બદલે **મજૂર** વાંચો. સોળમી પંક્તિમાં **સા** નહિ **સૌ** જોઇએ. પૃ. ૯૭. **પંચભૂતોરચી** = પંચ મહાભૂતોએ રચેલી.

**મંથન** : [પૃ. ૭૮]. **અવનિપે** = અવનિ પર. **દેહસૌખ્ય** = શરીરનું સુખ. વીસમી પંક્તિમાં **સા** નહિ **સૌ** વાંચો. જગકંટકે – સમાસ છે. **પાશવતા-વિલાસ** = પશુપણાના ખેલ. **માનવબુદ્ધિવિસ્તર્યા** = મનુષ્યની બુદ્ધિએ વિસ્તારેલાં. ઉદાર ભાવના પોષવા કુટુમ્બ – જ્ઞાતિ – સમાજ આવી વ્યવસ્થા કરી. પરિણામ ઊલટું જ આવ્યું. ઉદારતાને બદલે અલ્પતા ને સંકુચિતતા જન્મ પામી. કાવ્યનો આરંભ પ્રશ્નથી થાય છે. અંત પણ પ્રશ્નમાં જ છે. ચિંતકો અને ધર્માત્માઓએ આપેલો ઉપદેશ વ્યર્થ તો નથી જ ગયો; ભલે દેખીતી રીતે આજે પ્રવર્તતી અશાંતિ – હિંસા – કલહ જોઈ એમ આભાસ થાય.

**પૃથ્વીનો માલિક** : [પૃ. ૧૦૧] માનવ અને માનવ વચ્ચે વિરોધ કરતાં સામ્યના અંશો વિશેષ છે. એ પર વધારે લક્ષ અપાતું હોય તો ! પ્રત્યેકને

સમાન અધિકાર હોવા જોઇએ. એ આત્મભાન કવિ વ્યક્તિમાં જગાડવા માગે છે. દરેક જણુ પૃથ્વીના એકાદ ભાગનો ધણી છે.

**નર્મદને :** [ પૃ. ૧૦૨ ]. **શમણે** = સ્વપ્ને. 'જય જય ગરવી ગુજરાત' એ ગીતમાં વીતી ગઈ છે રાત – એવી માન્યતા નર્મદ વ્યક્ત કરે છે. એ આશાવાદ સાચો? **દાઝતાં અંગ ઇત્યાદિ** – જાતે દુઃખી થાય છે અને એનું દુઃખ જોઇ બીજાં પણુ દુઃખ પામે છે. **બેડિયું** = બેડીનું બહુવચન – બંધનો. મિલ્ટનને સંબોધી કવિ વર્ડ્ઝવર્થે પણુ આવો જ વિચાર દર્શાવ્યો છે. **વરવી** = બેડોળ. નર્મદ પછી આટલાં બધાં વર્ષો વીતી ગયાં પણુ ગુજરાતની અવસ્થામાં બહુ ફેર નથી પડયો એ વાત ઓછી ખેદકારક નથી.

**પ્રકૃતિનું ગીત :** [ પૃ. ૧૦૩ ]. સાંખ્યકાર કપિલે જણાવેલું સૃષ્ટિનું આદિ તત્ત્વ. પુરુષનો યોગ એ ઉત્પત્તિનું કારણુ. આજના કેટલાક વૈજ્ઞાનિકો પણુ Life અને Matter ના રૂપે આ પુરુષ અને પ્રકૃતિના યુગ્મની માન્યતા સ્વીકારે છે. વચમાં આવતા પૃથ્વી છંદે ગીતલયમાં વિક્ષેપ ન નાખ્યો હોત તો રાસ કેવો સરસ જામત! **વિકાસે પછી વળી** = પછી ઉત્ક્રાંતિ તરફ ગતિ કરી. પૃથ્વી છંદની પાંચ પંક્તિઓ વિજ્ઞાનવાદીઓના ઉત્ક્રાંતિવાદનો ખ્યાલ આપે છે. **અબ** = હવે. **અલિપ્ત** = અલગ – આ સર્વ બંધનથી પર. **ઊર્ણનાભ** = કરોળિયો. વેદાંતનું પરિચિત ઉદાહરણુ આપી કવિ વિશ્વની જાળનો અંત શી રીતે આવશે તેનું સૂચન કરે છે.

**જીવનને ઝબકારે** : [ પૃ. ૧૦૭ ] આ અને બીજાં આ સંગ્રહમાંનાં ગેય કાવ્યો વાંચતાં એક વાત સ્પષ્ટ જણાશે, કવિની પ્રતિભા ગેય કૃતિમાં વિશેષ પ્રસન્નતાથી રાચે :છે; ત્યાં જ તેનાં લલિત અંગો વ્યંજનાદ્વારા મધુર સૂચનો કરી વાચક આગળ અભિનવ ભાવસૃષ્ટિ ખડી કરે છે. **નિંદરું** = નિદ્રા (બહુ વચન) **નજરું** = નજર (બહુ વચન). જગતમાં રચ્યાપચ્યા રહેનાર ડાહ્યા ગણાતા માણસો મોક્ષને મૃગજળ ભલે માને. મારે મન તે જ સાચાં જળ છે.

**ઊડજો** : [ પૃ. ૧૦૯ ] **પછડાતું ધરણી** ઈત્યાદિ – કોઇવાર ઝંખતા હૃદયમાં આકાશમાં ઊડવાના કોડ જાગે પણુ પામર માનવીમાં એ શક્તિ નથી, આથી ઊડવા જતાં એ ભૂમિ પર પાછો પટકાય છે. **અવરોધ** = અડચણુ. અનન્ત આકાશમાં વિહાર કરતા આત્માઓ જગતને ભૂલે તો તેમાં શોક શા માટે કરવો?

**ધરતીને હૈયે** : [ પૃ. ૧૧૦ ] **આળપંપાળ** = અસત્ય લીલા, માયા. **દોરડું દેખે** = વેદાંતનું પરિચિત ઉદાહરણુ – વસ્તુમાં અવસ્તુની ભ્રાંતિ એ જ

અજ્ઞાન. અજ્ઞાનને લીધે જ આ જગતનો આભાસ થાય છે. **ભોરીંગ**= મોટા સાપ.

**મોરલો** : [ પૃ. ૧૧૧ ] આ પણ આગલાં ગીતો જેવું ભજન છે. મોરલો એ આત્માનું રૂપક. સંસાર એ આંબો. સંસારના અનેક જીવોને સત્ય જ્ઞાન નથી થતું. તેઓ તો તેમાં નિમગ્ન રહે છે. જેને આત્મજ્ઞાન થયું છે તે સર્વત્ર વ્યાપી રહેલા અજ્ઞાનને જોઈ ખેદ પામે છે. આ નિર્વેદને લીધે ટહુકાર શમી જતો હશે.

**બીજું હું કાંઈ ન માગું** : [ પૃ. ૧૧૨ ] **આર્ત તણો** = જે વેદના અનુભવે છે તેનો. કવિ એ તાર પામે અને એમનો એકતારો મીઠું ગુંજન સદા કરે એમ આપણે ઇચ્છીએ.

**અમીદાસ પ. કાણકિયા.**

